

**સ્વર્ગવાસી રા. રા. નવલરામ લક્ષ્મીરામ**

જન્મ—તા૦ ૯મી માર્ચ સને ૧૮૩૬

સંવત્ ૧૮૯૨ના ફાગણ વદી ૬

અવસાન—તા૦ ૭મી ઑગષ્ટ સને ૧૮૮૮

સંવત્ ૧૯૪૪ના અષાઢ વદી ૦) મંગળવાર.

The Bombay Art Printing Works

# નવલગ્રંથાવલિ

અથવા

## સ્વર્ગસ્થ રા. નવલરામ લક્ષ્મીરામના

પ્રસિદ્ધ તથા અપ્રસિદ્ધ ગ્રંથોના સંગ્રહની

શાળોપયોગીઆવૃત્તિ

ભાગ ૧.

સ્વ. રા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી
બી. એ. એલ્એલ્. બી.

એમણે લખેલી પહેલી આવૃત્તિની

પ્રસ્તાવના

તથા

ગ્રંથકર્ત્તાની જીવનકથા સહિત.

સંયોજક.

રા. હીરાલાલ વ્રજભૂખણદાસ શ્રોફ. બી. એ.
પ્રિન્સિપલ,
શ્રી સયાજી હાઈ સ્કુલ; વડોદરા.

પ્રત ૧૫૦૦

પ્રસિદ્ધકર્ત્તા.
રા. ધીમતરામ નવલરામ પંડિત.

अमदावाद युनाइटेड प्रिन्टिङ्ग अने जनरल एजन्सी
कंपनी " लिमिटेड " ना प्रेसमां
मॅनेजर रणछोडलाल गंगारामे छाप्युं.

# ગુર્જરદેશના ગ્રંથકારો અને લેખકો

જેમના ઉપર મારા સ્વર્ગવાસી પિતા અત્યંત

પ્રીતિ રાખતા, જેમના લેખોના ગુણદોષો

વિવેકથી દર્શાવતા, અને જેમને

નામે અને અર્થે

આનંદ પામતા

તેમનેજ

આ તેમના જીવનનો પવિત્ર કાર્યભાગ

અર્પણ કરી

હું તેમના વિયોગથી શોકલીન

તેમનો પુત્ર

ધીમત નવલરામ પંડિત

ઋણમુક્ત

થાઉં છું.

# અનુક્રમણિકા.



## પ્રકીર્ણલેખસંગ્રહ.

# पहेली आवृत्तिनी प्रस्तावना.

રા. રા. નવલરામ લક્ષ્મીરામના કુટુંબ તરફથી તેમના આશ્રિત રા. હરિલાલ વલ્લભરામે નવલરામભાઇના ગ્રન્થોનો સંગ્રહ છપાવવા વીશે મ્હારો અભિપ્રાય પુછ્યો અને સહાયતા માગી. દ્રવ્યની સહાયતાની તો તેમને જરૂર નહતી, કારણ આ કાર્યમાં જેટલું ખરચ થાય એટલું પિતાએ મુકેલા દ્રવ્યથી ખરચવું એ નવલરામભાઇના ચિરંજીવ ધીમતરામ પોતાનો ધર્મ સમજે છે. માત્ર ગ્રંથોની વ્યવસ્થા વગેરેમાંજ સહાયતા જોઇતી હતી. આવા લોકપ્રિય, વિદ્વાન, બુદ્ધિમાન, ઉત્સાહી, અને ઉદ્યોગી ગ્રંથકારને તેના મરણ પછી કોઇપણ ગ્રન્થકાર આવી સહાયતા આપે તો એ એક બન્ધુકૃત્ય છે એમ જાણી, અવકાશ કમી હોવા છતાં પણ આ બન્ધુકૃત્ય કરવું મ્હેં સ્વીકાર્યું છે, અને તે વિશેષે કરીને એટલા માટે કે રા. હરિલાલે આવી સહાયતા જ્યાં જ્યાં માગી ત્યાં ત્યાં નિષ્ફળ થયા અને નિરાશ થઇ વધારે સહાયતા માગવી મુકી દેત તો ગુજરાતી સાક્ષરવર્ગને શિર મ્હોટો કૃતઘ્નતાદોષ આરોપાત. બીજા કોઇએ આ સહાયતા આપવાનું માથે લીધું હત તો મ્હારે વધારે આનંદ પામવાનું કારણ એટલા માટે હતું કે મ્હારાથી કેટલીક જાતની સહાયતા આ કાર્યમાં આપી શકાઈ નથી અને તે આપનાર મળત તો વધારે સારું થાત.

રા. નવલરામનો પ્રથમ ગ્રંથ સન ૧૮૬૭માં પ્રસિદ્ધ થયો ત્યારથી તે તેમની આખર સુધીમાં પોતાના નામથી અથવા નામ વિના જે જે છુટક ગ્રન્થો બ્હાર પડ્યા છે તે શીવાય ગુજરાતશાળાપત્ર તથા બીજાં પત્રોમાં તેમનું પ્રાસંગિક લખાણ છે. શીવાય ૧૮૬૭ પ્હેલાંનું અને પછીનું એમનું ઘણુંક લખાણ છપાવ્યા વિનાનું છે. આ બધુંએ લખાણ આ સંગ્રહમાં મુકવું એ તો નિરર્થક શ્રમ અને ખરચની વાત છે એવું લાગ્યાથી આ સર્વ છાપેલા અને લખેલા લેખને ચાળવાની અગત્ય હતી. લખનારાઓના લેખ માત્રનું કંઈ કંઇપણ પ્રયોજન તો હોય છે, પરંતુ કેટલાંક પ્રયોજન ખાનગી હોય છે, કેટલાંક ક્ષણિક અથવા તત્ક્ષણસંબંધી હોય છે, અને માત્ર થોડાક લેખો ભવિષ્ય ઉદ્દેશી લખાયા હોયછે. જે ગ્રંથો ભવિષ્ય પ્રજાને માટે લખાયલા નથી અથવા તેને ઉપયોગી નથી એવા ગ્રંથો છપાવવા એ માત્ર ઘણા મ્હોટા ગ્રંથકારોના વારસોનેજ યોગ્ય છે, કારણ એવા ગ્રંથકારો શી-

# અનુક્રમણિકા.



## પ્રકીર્ણલેખસંગ્રહ.

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.

રા. રા. નવલરામ લક્ષ્મીરામના કુટુંબ તરફથી તેમના આશ્રિત રા. હરિલાલ વલ્લભરામે નવલરામભાઇના ગ્રન્થોનો સંગ્રહ છપાવવા વીશે મ્હારો અભિપ્રાય પુછ્યો અને સહાયતા માગી. દ્રવ્યની સહાયતાની તો તેમને જરુર નહતી, કારણ આ કાર્યમાં જેટલું ખરચ થાય એટલું પિતાએ મુકેલા દ્રવ્યથી ખરચવું એ નવલરામભાઇના ચિરંજીવ ધીમતરામ પોતાનો ધર્મ સમજે છે. માત્ર ગ્રંથોની વ્યવસ્થા વગેરેમાંજ સહાયતા જોઇતી હતી. આવા લોકપ્રિય, વિદ્વાન, બુદ્ધિમાન, ઉત્સાહી, અને ઉદ્યોગી ગ્રંથકારને તેના મરણ પછી કોઇપણ ગ્રન્થકાર આવી સહાયતા આપે તો એ એક બન્ધુકૃત્ય છે એમ જાણી, અવકાશ કમી હોવા છતાં પણ આ બન્ધુકૃત્ય કરવું મ્હેં સ્વીકાર્યું છે, અને તે વિશેષે કરીને એટલા માટે કે રા. હરિલાલે આવી સહાયતા જ્યાં જ્યાં માગી ત્યાં ત્યાં નિષ્ફળ થયા અને નિરાશ થઇ વધારે સહાયતા માગવી મુકી દેત તો ગુજરાતી સાક્ષરવર્ગને શિર મ્હોટો કૃતઘ્નતાદોષ આરોપાત. બીજા કોઇએ આ સહાયતા આપવાનું માથે લીધું હત તો મ્હારે વધારે આનંદ પામવાનું કારણ એટલા માટે હતું કે મ્હારાથી કેટલીક જાતની સહાયતા આ કાર્યમાં આપી શકાઈ નથી અને તે આપનાર મળત તો વધારે સારું થાત.

રા. નવલરામનો પ્રથમ ગ્રંથ સન ૧૮૬૭માં પ્રસિદ્ધ થયો ત્યારથી તે તેમની આખર સુધીમાં પોતાના નામથી અથવા નામ વિના જે જે છુટક ગ્રન્થો બ્હાર પડ્યા છે તે શીવાય ગુજરાતશાળાપત્ર તથા બીજાં પત્રોમાં તેમનું પ્રાસંગિક લખાણ છે. શીવાય ૧૮૬૭ પ્હેલાંનું અને પછીનું એમનું ઘણુંક લખાણ છપાવ્યા વિનાનું છે. આ બધુંએ લખાણ આ સંગ્રહમાં મુકવું એ તો નિરર્થક શ્રમ અને ખરચની વાત છે એવું લાગ્યાથી આ સર્વ છાપેલા અને લખેલા લેખને ચાળવાની અગત્ય હતી. લખનારાઓના લેખ માત્રનું કંઈ કંઇપણ પ્રયોજન તો હોય છે, પરંતુ કેટલાંક પ્રયોજન ખાનગી હોય છે, કેટલાંક ક્ષણિક અથવા તત્ક્ષણસંબંધી હોય છે, અને માત્ર થોડાક લેખો ભવિષ્ય ઉદ્દેશે લખાયા હોયછે. જે ગ્રંથો ભવિષ્ય પ્રજાને માટે લખાયલા નથી અથવા તેને ઉપયોગી નથી એવા ગ્રંથો છપાવવા એ માત્ર ઘણા મ્હોટા ગ્રંથકારોના વારસોનેજ યોગ્ય છે, કારણ એવા ગ્રંથકારો શી-

વાય બીજાની ન્હાની ન્હાની વાતો સાંભળવા જગત અભિલાષી હોતું ન-થી. આ અને એવા બીજા વિચારોથી આપણા ગ્રંથકારના લેખોમાંથી નીચેના લેખો આ સંગ્રહમાં રાખ્યા છે અથવા રદ કર્યા છે.

અપ્રસિદ્ધ લેખોમાંથી જેટલા લેખોમાં ગ્રંથકર્તાના મન-સંસારનું અપરોક્ષ પ્રતિબિમ્બ પડી રહેલું તેવા લેખો આ સંગ્રહમાં લીધા છે. આમાંના કેટલાક લેખ ઇંગ્રેજી-મિશ્રિત છે. સંગ્રહના બીજા ભાગમાં "મનના વિચાર" નામના જુદે જુદે પ્રસંગે લખાયલા વિષય આનું દૃષ્ટાંત છે.

કેટલાક અપ્રસિદ્ધ લેખો કર્તા હયાત હત તો છપાવત, પણ કંઈ કારણથી છપાવવા રહી ગયલા હોવા જોઇએ એવા હતા તેને લીધા છે.

બાકીના અપ્રસિદ્ધ લેખો છપાવવા કર્ત્તાએજ યોગ્ય ધારેલું નહીં અથવા જાણી જોઇ છપાવેલા નહીં અને હાલની પ્રજાને પણ ઉપયોગી નથી એવું સમજી સંગ્રહમાં લીધા નથી.

કર્ત્તા ઘણાં વરસ સુધી "ગુજરાતશાળાપત્ર" ના તન્ત્રી હતા અને તેમાં તેમનું લખાણ ઘણુંક થયલું છે, પણ તેમાંનો ઘણોક ભાગ વર્તમાનપત્રોના સાધારણ લેખોની પેઠે તત્ક્ષણસંબંધી હતો અને હવે તેમાં કોઇને રસ પડે એમ નથી. કર્ત્તાએ જાતે આ સંગ્રહ છપાવ્યો હત તો તે બાતલ કર્યા વિના રહેત નહી અને અત્રે પણ તે બાતલ કરવામાં આવ્યો છે.

કેટલાક ગ્રંથોનો "કૉપી-રાઇટ" પર હસ્તે ગયેલો છે અને કેટલાક લેખ માત્ર વિદ્યાર્થિઓને વાસ્તે હજી જુદા પ્રસિદ્ધ કરવામાં આવે છે તેપણ આ સંગ્રહમાં લીધા નથી.

બાકીના સર્વ પ્રસિદ્ધ લેખ સંગ્રહમાં દાખલ કર્યાછે અને તેના નીચે પ્રમાણે જુદા જુદા ભાગ કરી જુદા જુદા છપાવ્યા છે.

૧ નાટકો, કાવ્યો, વાર્તાઓ, વગેરે અસલ લેખ અને ભાષાંતર.

૨ "ગ્રંથો, ગ્રંથકારો, અને સાક્ષરચર્ચા" એ નામ બીજા ભાગને આપવામાં આવેલું છે. પ્રથમ ભાગ સર્વ વર્ગના વાંચનારાઓને વાસ્તેછે અને આ બીજા ભાગના વિષય માત્ર વિદ્વાન વર્ગને પ્રિય થશે. નવલરામની કીર્ત્તિ ગ્રંથકાર કરતાં ગ્રંથપરીક્ષક રૂપે વધારે છે, અને તેમની વિદ્વત્તા, બુદ્ધિ, અને સુજનતા તેમણે કરેલી ગ્રંથપરીક્ષાઓમાં સ્પષ્ટ ખીલવા પામી છે. તેમના પ્રસિદ્ધ તેમ અપ્રસિદ્ધ લેખોમાં આપણા ન્હાના તથા મ્હોટા, જુના તથા નવા, ગ્રંથકારોને યોગ્યના પ્રમાણે અભિનંદન આપેલું છે અને એ ગ્રં-

ધકારોની ગ્રંથકારતાનું પૃથક્કરણ કરેલું છે. કેટલાક લેખો અમુક ગ્રંથકારને ઉદ્દેશી લખેલા નથી પરંતુ તે લેખોનો વિષય તેને લગતો હોવાથી તેને "સાક્ષરચર્ચા"નું નામ આપી આ ભાગમાં મુકેલા છે. ગ્રંથકારોને અને ગ્રંથપરીક્ષકોને આ ભાગમાંથી ઘણુંક જાણવાનું મળી આવશે.

૩ ત્રીજા ભાગમાં શાળોપયોગી લખાણછે. કેવળ વિદ્યાર્થિઓએજ નહીં પણ તેમના શિક્ષકોએ પણ લેવાની શિક્ષાના શાસ્ત્ર સંબંધી વિષયો આ ભાગમાંછે. નવલરામની નોકરીની રીત કેવળ વેઠિયાવાડની ન હતી, પરંતુ પોતાનું કામ-પ્રીતિથી કરતા હતા, અને એ નોકરી યોગ્ય રીતે બજાવવા શિક્ષણશાસ્ત્રના નિયમોનું મન્થન કરતા હતા. આ અનુભવ અને ઉદ્યોગનું ફળ આ ભાગમાં ઘણી રીતે સમાયલુંછે.

૪ ચોથા ભાગમાં સામાન્ય જ્ઞાનના વિષયોછે. આ વિષયો ઉપર આપણી ભાષામાં એવા ગ્રંથો નથી. સરકારી સાત ચોપડીઓમાં તેમ શાળાપત્રમાં આ વિષયો વેરાયલાછે. ગુજરાતી વાંચનારાઓના મ્હોટા ભાગમાં આવું સામાન્ય જ્ઞાન પણ નથી. તેમને વાસ્તે આવા સંગ્રહની ખોટછે.

આવી રીતે ચાર ભાગમાં રા. નવલરામના લખાણનો સંગ્રહ છપાવી પ્રત્યેક ભાગ છુટો વેચાય તેમ બધા ભાગ ભેગા પણ વેચાય એવી વ્યવસ્થા રાખવામાં આવીછે. એકઠા સંગ્રહ સાથે તેમ પ્રત્યેક છુટા ભાગની સાથે રા. નવલરામની જીવનકથા અને છબી પણ મુકવામાં આવીછે.

ગુજરાતી ભાષાની જોડણી સંબંધી જુદા જુદા ગૃહસ્થોના જુદા જુદા વિચારછે અને રા. નવલરામ પણ જુદી જુદી વયે જુદા જુદા વિચાર રાખતા હતા. તેમનાં લખાણને મ્હારા પોતાના અભિપ્રાયની જોડણી આપવી અયોગ્ય લાગ્યાથી તેમ આ ગ્રંથોના મુદ્રાંકન ઉપર દેખરેખ રાખવાને અવકાશ ન હોવાથી, અસલ જોડણી જેવી હોય તેવી રાખવાની સૂચના આપી આ મુદ્રાંકન છાપનાર તથા હરિલાલ વલ્લભરામ એ એના હાથમાં રહેવા દીધુંછે. તેમણે પોતપોતાના ગજા પ્રમાણે આ કામ ઉપાડી લીધુંછે, અને તેમનાથી જે ભુલો રહી ગયેલીછે તે સુધારી લેવી એટલો આશ્રય આપવો એટલું મરનાર ગ્રંથકાર પ્રતિ કરવાનું અમારાથી બાકી રહી ગયેલું બંધુકૃત્ય સુજ્ઞ વાંચનારે જાતે કરી લેવાનુંછે.

કેટલાક ગ્રંથોમાં ગ્રંથકારે જાતે ફેરફાર કરી રાખેલા તે ફેરફાર આ સંગ્રહમાં સ્વીકાર્યાછે. મેઘદૂતનો ઘણો ભાગ આવી રીતે ગ્રંથકારે સુધારેલો

૭. ભટના ભોપાળાના કેટલાક ભાગ તો નવાજ લખેલાછે, અને તેમાંથી ઘણોક ક્હાડી નાંખવા જેટલો ભાગ તેમણે ક્હાડી નાંખેલો છે. છેલ્લાં આઠ દશેક પાનાં આવી રીતે સુધારવાં રહી ગયાં હતાં, તે ભાગ અસલ "મોલિયર"માં ન હતો, ગુજરાતીમાં અપ્રાસંગિક હતો, અને તેમાં પણ ઘણુંક અશ્લીલ હતું. જો તેમનો હાથ આ ભાગ ઉપર ફરી વળ્યો હત તો ત્યાં આગળ નક્કી કાતર ચલાવત. આ સઉ કારણોથી અને હરિલાલની મારફત ધીમતરામે દર્શાવેલી ઇચ્છાથી આ ભાગ કહાડી નાંખવાનું જોખમ મ્હેં વ્હોર્યુંછે, અને તેમ કરવા જતાં છેલી કવિતા અસલ "મોલિયર"ને મળતી કરવા સારુ તેમજ સ્થાનયોગ્ય કરવા સારુ ફેરવવી પડી છે. આટલા જુજ ફેરફાર શીવાય બાકીનાં સર્વ લખાણ અને ફેરફાર અક્ષરશઃ કર્ત્તાનાં છે.

બધા વિષયો જે જે વર્ષમાં છપાયલા અથવા લખાયલા તે તે વર્ષના ક્રમ પ્રમાણે પ્રત્યેક ભાગમાં ગોઠવ્યાછે, જે વિષયો એ પ્રમાણે ગોઠવવાનું બન્યું નથી તે તે ભાગને છેડે મુકયાછે. ગો. મા. ત્રિ.

---

મ્હારા પિતા રા. નવલરામ લક્ષ્મીરામના પ્રસિદ્ધ તથા અપ્રસિદ્ધ લખાણોને તેમ તેમની જીવનકથાને વાચકવર્ગ સમક્ષ મુકવાનું માન આપણા જાણીતા નાગર ગૃહસ્થ રા. ગોવર્ધનરામ વિ. માધવરામ ત્રિપાઠી બી. એ. એલ એલ. બી. નેજ છે. આથી મ્હારા પિતા પ્રતિ મ્હારા શ્રદ્ધાભાવનો અભિલાપ સજીવન રહ્યોછે. એમનાજ શબ્દોમાં બોલીએ તો "અરણ્યમાં રહેલા શિવાલયના અપૂજિત પણ પૂજનીય બાણ તરફ શ્રદ્ધાપૂર્વક બંધુકૃત્ય" બતાવી, મરનાર સાથે માત્ર અડધા કલાકનીજ મુલાકાત હોવા છતાં, એમના છુટક લખાણો તથા છુટક ટિપ્પણ તથા કાગળિયાંમાંથી, જે જીવન રા. ત્રિપાઠીએ ઘડી કહાડયું છે તેજ એમના મહા શ્રમનું ફળ છે. વખતની તંગાસને લીધે જીવન જેને સંપૂર્ણ કહીએ તેવું થયું નથી એવું એઉ સાહેબનુંજ કહેવું છે. મ્હારા પિતાના મિત્રોમાંથી કોઇએ પણ જીવન લખવા બીડું ઝડપ્યું નહિ અને તે સાહેબોને પત્રદ્વારે પૂછતાં છતાં જવાબ ન મળવાથી અમે રા. ત્રિપાઠી સાહેબને વિશેષ હકીકત આપવા શકિતમાન થયા નથી તેને માટે વાચકવૃંદ ક્ષમા કરશે.

ઉપકારના ઉભળકાથી હર્ષ પામી ઉદ્દગાર થાયછે કે રા. ગોવર્ધનરામના આ પરોપકારી કૃત્યથી હું હમેશનો એમનો આભારી થયોછું તથા ગુજરાતી સાક્ષરવર્ગના પદપંકજ આગળ આ ગ્રંથાવલી મુકી શકુછું.

લી० ધીમત નવલરામ પંડિત.

# શાળોપયોગી આવૃત્તિની પ્રસ્તાવના.

ગરવી ગુજરાતના પ્રેમશૌર્યાંકિત કવિએ વાવેલા ક્ષેત્રના કુશલ કૃષિકારો જોઈએ તો મુખ્ય ત્રણ દૃષ્ટિગોચર થાય છે. એક સિદ્ધાન્તસાર—ગુજરાતી સર્વદર્શનસંગ્રહના પ્રણેતા વિદ્વન્મુકુટમણિ કૈ નિ. પ્રોફેસર મણિલાલ નભુભાઇ દ્વિવેદી; બીજા 'નવલગ્રંથાવલિ'કાર આદ્યવિવેચક આપણા સહૃદય સ્વ. નવલરામભાઈ; અને ત્રીજા સરસ્વતીચંદ્રના લેખક સદ્ગત સાક્ષર ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી. આ ત્રણમાં પણ શાળોપયોગી નંદનવનના દિવ્ય માલાકારો કહીએ તો તે બેજ: પ્રથમ અને દ્વિતીય. સરસ્વતીચંદ્રનો પરિપાક કદાચ કાળે કરીને એકંદર નીરસ થાય, પણ સિદ્ધાન્તસાર, શ્રીમદ્ભગવદ્ગીતા, ચારિત્રાદિ, અને એકંદરે હાલમાં પ્રસિદ્ધ થયેલી સુદર્શનગદ્યાવલિનાં અમર ફૂલો અખંડ એકરસ રહેવાને નિર્મિત થયેલાં છે. આજ વાત ગુજરાતના ડૉક્ટર જૉન્સન—આપણા નવલરામભાઇના સંગ્રહને—નવલગ્રંથાવલિને પણ અંશતઃ લાગુ પાડી શકાય. આવા એક અતિ ઉપયોગી, પ્રૌઢ, અને સમીક્ષાકલાના મર્મરૂપ ગ્રંથસંગ્રહની એકજ આવૃત્તિ થઇ રહે, અને દ્વિતીય આવૃત્તિ થતાં લગભગ બે દશક જેટલો દીર્ઘકાળ વીતી જાય એ શું ગુજરાતી વાચકવર્ગની રસજ્ઞતાના અને બુદ્ધિવૈભવના મંદસુભાગ્યનું ચિહ્ન ન ગણાય ? વળી સ્વ. નવલરામભાઇ જોકે એક અપૂર્વ ગ્રંથપરીક્ષક હતા, અને તેથી તેમની સાક્ષરતા સામાન્ય જનસમૂહમાં વ્યાપ્ત થતાં કદાચ વિલંબ થાય એ સ્વાભાવિક છે, તોપણ ગ્રંથકાર તરીકે પણ તેમની સાક્ષરતા કાંઇ ઓછી નથી એ 'વીરમતી'ના શૃંગારી વીરરસ ચાખનારને, 'નર્મદજીવન'કથામૃતના પાન કરનારને, અને 'અકબરબીરબલનિમિત્તેહિંદીકાવ્યતરંગ' ના ઝીલનારને સહજ જણાઈ આવે એમ છે.

શાળોપયોગી આવૃત્તિના આ પ્રથમ ભાગમાં સદ્ગત સાક્ષર ગોવર્ધનરામભાઈ સંગૃહીત નવલગ્રંથાવલિના તૃતીય અને ચતુર્થ ભાગને જરાપણ છેડ્યા નથી; અને તે શિક્ષણ અને જડવિજ્ઞાનશાસ્ત્રવિષયક હોવાથી તેમને વિશિષ્ટ માની અખંડિતજ રહેવા દીધા છે. પણ તેજ સં-

ગ્રહના પ્રથમ બે ભાગને સારી રીતે છંછેડયા છે. પ્રથમ ભાગમાંથી 'બાળલગ્નબત્રીસી,' 'પુરાણસાર', અને 'માલતીમાધવા'દિ સંસ્કૃત નાટકોના સારવાળો ભાગ બહુ ઉપકારક ન હોવાથી કહાડી નાંખી તેને સ્થાને દ્વિતીય ભાગમાંથી કેટલોક ઉપયુક્ત ભાગ લીધો છે જે પ્રસ્તુત ગ્રંથના આરંભમાં આપેલી અનુક્રમણિકા ઉપરથી સ્પષ્ટ સમજાશે. 'મેઘદૂતકાવ્ય' ને આ ભાગમાં રાખવું વા ન રાખવું એ ઘણા વખત સુધી વિચારણીય વિષય થઇ પડયો હતો, અને ચિત્ત, ક્ષણે 'હા'ના અને ક્ષણે 'ના'ના દોલા ઉપર ઝુલ્યાં કરતું હતું, પણ પરિણામે એને આ ભાગમાંથી કહાડી પ્રૌઢવયસ્ક વિદ્યાર્થીઓને માટે હવે પછી થનારા દ્વિતીય ભાગમાં મૂકવું એમ નિરાકરણ થવાથી હાલ તરત તો આ ભાગમાંથી તેને તેના નાયકની માફક સ્થાનભ્રષ્ટ કર્યું છે.

૧. આરંભમાં સદ્ગત સાક્ષર ગોવર્ધનરામભાઇની પ્રસાદીરૂપ 'નવલજીવનકથા' કોઇ પણ પ્રકારના ફેરફાર શિવાય મૂકી છે. ત્યારપછી સ્વ. નવલરામભાઇના પોતાના લેખો શરૂ થાય છે. પ્રથમ લેખ 'હાસ્યરસવિષે' છે. આ લેખ જે પ્રહસનને ઉદ્દેશીને લખવામાં આવ્યો છે તેના પછી જોકે લખાયો હતો તોપણ અહીં તેને તેના ઉપોદ્ઘાત રૂપે મૂકવામાં આવ્યો છે. 'ભટનુંભોપાળું' અસંભવદોષગ્રસ્ત હોઇ કેવળ હાસ્યરસવિહીન છે એ કવિ નર્મદના અભિપ્રાયના પૂર્વપક્ષરૂપ, અને પ્રહસનના પ્રદેશ માત્રને ખુંદી નાખનારની વ્યુત્પત્તિના બળના આદર્શરૂપ આ લેખને ક્રમભંગના ભોગે ભટના ભોપાળાના આમુખરૂપે મૂકવો ઉચિત ધાર્યો છે, કારણ આથી 'ભટનુંભોપાળું' વાંચનારના ચિત્તમાં હાસ્યરસનો સ્થાયિભાવ ઠીક જામશે એમ અમને લાગે છે. આ ઉભયપક્ષનું તારતમ્ય કહાડી વિજયશંખ કોનો ફૂંકવો એને માટે આ સ્થળ નથી, તોપણ વિવેકી વાંચનારને આ લેખની સાર્થકતા પ્રતીત થયા વિના રહેશે નહિ તેથી એ વિષયમાં વિશેષ બોલવાની જરૂર જણાતી નથી.

૨. આ પછી 'ભટનુંભોપાળું' આવે છે. મુદ્રણદોષની યથાસંભવ નિવૃત્તિ શિવાય બીજો કોઇ પણ પ્રકારનો ફેરફાર આમાં કરવામાં આવ્યો નથી.

૩. ત્રીજો લેખ 'વીરમતીનાટકવિષે' નો છે. આ પણ 'વીર-

મતી નાટક' પછીજ લખાયો હતો, અને નવલગ્રંથાવલિના દ્વિતીય ભાગમાં પડયો હતો ત્યાંથી ઉખેડીને 'વીરમતી'ના મુખ ઉપર ચોડયો છે. આમાં પણ ઉદ્દેશ ઉપરના જેવોજ છે. કવિનું આકૂત કવિ પોતેજ જણાવે, અને તે પણ કવિની પોતાની ઉત્પ્રેક્ષામય બાનીમાંજ, તો ભાસ્ કાંઇ વિલક્ષણ થવા સંભવ છે એમ જાણી ઉપર પ્રમાણે ક્રમભંગ કરીને 'વીરમતી'ના રસની એક વાનગી રૂપ આ લેખને આ સ્થાને યોજ્યો છે.

૪. ત્યાર પછી પ્રસ્તાવના સહિત 'વીરમતીનાટક' મૂકેલું છે. 'રસિક નાટકમાં જ્ઞાન અને જ્ઞાનીઓ અપ્રસંગે છે' એ આક્ષેપનો કંઇક ઉદ્ધાર પ્રસ્તાવનામાં જેવામાં આવે છે. શિવાય દશ્ય પ્રયોગમાં કદાચ ન્યાયશાસ્ત્રની પરિભાષાનો ઉહાપોહ ટાયલારૂપ થઇ પડે એ વાત ખરી છે, તોપણ સર્વથા આ નાટક પ્રયોગને અર્થેજ લખાયું હોય એમ માનવાને સબળ કારણ નથી. શ્રાવ્યને અર્થે નિર્મિત થયેલી રસિક કૃતિઓમાં પણ જેમ પારિભાષિક પ્રસંગોથી રસક્ષતિ થતી નથી તેમ અહીં પણ ન થાય તો પછી એવા પ્રસંગો 'અપ્રસંગે' ભાગ્યેજ ગણી શકાય; પ્રત્યુત કુશલ શિક્ષકના હસ્તમાં આવો નીરસ ગ્રંથભાગ પણ જ્ઞાન સાથે રમુજ આપવા યોગ્ય થઇ પડે, અને તેથી અમને એમાં બહુ દોષ જેવું લાગતું નથી. "'નાટક' ઠીક કે 'વાર્તા' ઠીક એનો વિચાર કરતાં 'નાટક' ગમી ગયું તેને ઠેકાણે 'વાર્તા' ગમી ગઇ હત તો 'વીરમતી વાર્તા' ઉંચી જાતની થાત એવું માનવાને નાટકમાંજ સારો પુરાવો છે," આ ટીકામાં અમને બહુ ઔચિત્ય લાગતું નથી. 'વીરમતીનાટક' ને બદલે 'વીરમતીવાર્તા' એમ કર્યાથી નાટકરચનાદ્વારા જનસ્વભાવાદિનાં ચિત્રો આલેખવાનો નાટકકારને જે અવકાશ મળ્યો છે તે કદાચ તેને ન મળત. સાથે કેટલીક પ્રાસંગિક રસમય કવિતાઓ મારી જાત તે વાત તો જુદી. વળી કદાચ કોઇને આ નાટકનો પ્રયોગ કરવાની ઇચ્છા થાય તો એમાંથી 'જ્ઞાન' અને 'જ્ઞાનીઓ'ના ટાયલારૂપ અપ્રસંગ વા અતિપ્રસંગને તેમની પાસે રહેવા દઇ સહેલાઇથી બાકીના ભાગ પ્રયોગને માટે અનુકૂળ કરી શકાય જે વાત વાર્તામાંથી ઉપજાવી કાઢતાં વાર લાગે, અને પ્રયોગને માટે પાછી યુક્ત રચના કરવા જતાં 'ભટ્ટકુટીપ્રભાત' જેવું થાય. અમારો અભિપ્રાય આવો છે ખરો, છતાં એટલું તો

સ્પષ્ટ કહેવું જોઇએ કે આ નાટકમાં કોઈ કોઇ સ્થળે જેવું જોઇએ તેવું કલાનું વૈદગ્ધ્ય જોવામાં આવતું નથી. છતાં એકંદરે જોતાં રસિક નવલરામભાઇનું ' વીરમતીનાટક ' ગુર્જરગિરામાં એક ઉત્તમ નાટક છે એમ પુનઃ અમને આગ્રહપૂર્વક કહ્યા વિના ચાલતું નથી. એમાંની ગદ્યરચના પ્રસંગ અને પાત્ર ઉભયને અનુકૂળ છે; રણસંગ્રામાદિનાં વર્ણનો, ભિન્નભિન્ન જનસ્વભાવ-સંસ્કારાદિનાં ચિત્રો કેવળ તાદશ હોઇ વાંચનાર-ને ક્ષણવાર તલ્લીન કરી દે એવાં છે; ક્ષત્રિયક્ષત્રિયાણીનાં વીરચરિત્રો પણ ભવ્ય હોઇ રમણીય લાગે છે; અને એકંદરે નાટકનું અંતિમ પાત્ર દૃષ્ટિ અગોચર થતાં મુખમાંથી 'ધન્ય છે' એમ સ્વાભાવિક રીતે નીકળી જાય છે.

પણ આજકાલ જ્યારે કોઇપણ પ્રકારની અર્થચમત્કૃતિ વિનાની, ર-સમાત્રના છાંટા વિનાની, કર્કશ અને શ્રુતિકટુ શબ્દજાળની ગુંથણીવાળી, પ્રયોજનરહિત અનેક પ્રકારનાં વિરામચિન્હોથી કંટકિત, ક્ષણેક્ષણે ઔચિ-ત્યભંગથી દૂષિત, એતદ્દેશીય ભાવવિભાવાદિ શૂન્ય, પાશ્ચાત્ય આચાર વિચારની કેવળ વક્ર પ્રતિકૃતિરૂપ, અને મીયાંમહાદેવના અપૂર્વ યોગવા-ળી કોઇપણ પ્રકારના ઢંગધડા વિનાની કેટલીક આડંબરી ગદ્યપદ્યમય રચનાઓને તેમના સાધેલા સ્તુતિપાઠકો દ્વારા સાતમા આસમાનમાં ચઢાવી દેવામાં આવે છે, અને ખદ્યોતના ઝબકારાથી વિમોહિત થઇ તેને અગ્નિનું જ્વલન કલ્પી તે દ્વારા શીતનિવારણાર્થે કાષ્ટના કટકાઓ મૂકી ફૂંક ફૂંક કરનાર પેલા મુગ્ધ કપિરાજોની કૃપાના પાત્ર ખદ્યોતના ચાકચક્ય જેવી પ્રતિભાવાળા આપણા કહેવાતા કવિઓને કવિવરોની અને દેશના અને યુગના ઉદ્ધારકોની ઉપમા આપવામાં આવે છે, અને—

"The difficulty is, that instead of coming forward as bold, original thinkers, they have imbibed the degenerate spirit of modern English poetry. Instead of ideas they give us merely the signs of ideas. They erect a great bridge of words, pompous and imposing, where there is hardly a drop of thought to trickle beneath. .............. Many are deceived into a mis-conception of their talents by

the indiscreet and indiscriminate praise of friends. They think themselves destined to redeem the glory of their age and country: to shine as "bright particular stars"; but in reality their genius

> "Is like the glow-worm's light the apes so wondered at,
> Which when they gathered sticks and laid upon't,
> And blew–and blew–turned tail and went out presently."

—માર્મિક ઇંગ્રેજી કાવ્યવિવેચકે વર્ણવેલી અમેરિકન કવિઓની સ્થિતિ જેવી સ્થિતિ જ્યારે આપણા હાલના કવિપદારૂઢ થયેલાની જોવામાં આવે છે ત્યારે આ નાટકમાં ખાસ કરીને વિચારવા જેવું જે છે તે એમાંની કેટલીક રસભાવથી ભરેલી, અર્થચમત્કૃતિદ્યોતક આછા આછા અલંકારોથી શોભતી, અને કોમળવર્ણરાજિથી વિરાજિત, ઓજસ માધુર્ય અને પ્રસાદ ગુણશાલી કવિતાઓ છે, જેનો રસ 'વીરમતીવાર્તા' માં કદી પણ આવી શકત નહિ. ઉદાહરણ તરિકે અહીં થોડી એકને ઉતારીએ:—

> સળકે મણિધર જેમ, સોય અણી ઉર અડકતાં;
> ઉછળે વાઘણ જેમ, નિજ અર્ભક પર કર જતાં.
>
> ચમકી છટકી ઝટ્ટ, તુટયાં બંધન તડતડી;
> લોચન લોહી ઝરંત, જાણે ચંડી રણ ચડી.
>
> ઝુંટવી લીધું ઝપ્પ ખડ્ગ, ટક્ક ટક્ક દુષ્ટ જ જુએ;
> ભચ્ચ ઘોંચ્યું પીસી દંત, સત્ય પ્રગટયું રૂવે રૂવે.
>
> દૈત્ય દળ્યો જોતાંજ, ચાંચડવત્ ઉર ક્રોધથી;
> વાજાં ચોઘડીયાંજ, વાગ્યાં ધન્ય સતી વીરમતી.

અમર્યાદાથી અડપલું કરવા જતા પેલા ગોલાના પાશમાંથી છટકી તેને યમશરણ કરવાના પ્રસંગના આ સોરઠા વાંચીને કોના હૃદયમાં વીર-રસની છાપ પડયા વિના રહે? જો કોઇ સહૃદય ભાટ વા ચારણના સુ-

એથી આ સોરઠા પ્રસંગ સહિત સાંભળ્યા હોય તો કદાચ કાયર પણ શૂર બની જાય, અને કુલટાને પણ ક્ષણવાર તો સાધ્વી બનવાનું મન થાય. વળી કવિની કુશળ રચનામયકૃતિનું જુઓ આ બીજું ચિત્ર:—ઉપનાયક ગોલકપુત્ર પેલા લાલરાજ ઉપર તનમનધન વારી જનાર, શૂદ્રકની 'વસંત-સેના' જેવી, વેશ્યા જામોતીની પુત્રી અને ઉપનાયિકા, સદાને માટે વિરહિણી બાળા સુભગા મુખ્ય નાયિકા વીરમતીને ભ્રાન્તિ અને ઇર્ષ્યાથી એના પ્રીતમ સાથે રંગ ભોગ કરવાનું સૂચવતાં કહેછે કે–

સંયોગિણી ! હસોં કર મઝા, રોઉં વિયોગિણીરે,
ચોળે ભાળે નિત અરગજા, ભસ્મ હું તો ધણીરે;
નાહે સ્નેહે પરિમળ જળે, હું ઉનાં આંસુ નીરે,
જાગે રાત્રે સરસ રસમાં, હુંય શૈયા સુનીરે;
"મ્હેલો મ્હેલો પિયુજી" વદતી, કાલી વ્હાલે બની તું,
"મેળો મેળો" ભણતી રડતી, વજ્ર જેવું હજી હું;
ચાલે મ્હાલે લથડી પડતી, હું ઢળું રેય તેમ.

*                *                *

વીરમતીને લાગુ પડતા પૂર્વભાગ અને પોતાને લાગુ પડતા ઉત્તર ભાગવાળા આ મંદાક્રાન્તામાં મંદ મંદ ગતિથી વ્હેતો પણ ઉત્તરોત્તર વિશેષ અને વિશેષ વેગવાન થતો રસઝરો શું વાર્તામાં કદી પણ ઝરત ? અને આ વાંચીને વાંચનારને છૂટક છૂટક કરૂણની છાંટ વાળા સંભોગ અને વિપ્રલંભ ઉભયમિશ્રિત શૃંગારરસનું આસ્વાદન કરવાનો અવ-કાશ મળત ?

વળી બીજી કેટલીક પ્રાસાદિક કવિતાના નમુના રૂપે એક બેને અહીં જોઇએ:— સરસ્વતીના ઘાટ ઉપર એકાન્તમાં વિમાસણ કરતી સુભગા કહે છેઃ—

ભરેલો સંકોચે, ગુપતગિરિ મધ્યે જળ ઝરો,
કલેજું તે કોરે, દુઃખકર દબાવો અતિ થયો;
અને તોએ અંત્યે, ચીરી નિકળનારો કદી ખરો,
ભલો ગંગાસિન્ધુ, અતિ ગતિથી ઘૂમી ક્ષુધવતો.
અરે ! તો આ હૈડે, બ્હીતી પ્રીતિની ભઠ્ઠી સળગીતે,

દબાવે રીબાતી, તરૂણ અબળા ક્યાંજ લગીરે;

*  *  *

અરે ! ભુંડી રંડા ! જીભડિ ! તું શીંવાઇ કયમ ગઇ ?
હતો પાસે જ્યારે, પ્રીતમ પ્રિય કાંતું ભસી નહિ ?
જુઠી પ્રીતે પ્હેલાં, લવતી હતી તું જે અતિ ઘણી,
અણીની વેળાએ, ખરી પ્રીત સમે બ્હીકણ બણી.

આ કવિ નર્મદની માનીતીને આ સ્થિતિમાં 'ક્લાન્તકવિના' વિરહી વૃત્તમાં નિરખતાં કયા સહૃદયનો તેના પ્રતિ ગાઢ સહાનુભૂતિપૂર્વક અનુરાગ થયા વિના રહે ! વળી જુઓ એજ નવલરામભાઇની 'વસંતસેના' કહેછે:—

શૃંગારકાવ્ય કહવું, જ તું આજ લાગે,
વાંચી બણું હું વધતી, અતિ ત્રેહ આગે;
સંયોગ ફુલ શૂળ રે ! ભય ભેદી સાલે,
શ્રીમંત વૈભવ સુણે, શીદ ભિક્ષુ વ્હાલે ?

વળી વીરમતી કુંવરીની પોતા પ્રતિ ઇચ્છા જાણવા આતુર બનેલા અને અમર્યાદાની ક્ષમા યાચતા નાટકના મુખ્ય નાયક જગદેવ પ્રતિ વીરમતીની સખી સુભાષિણીનું—

"તીર મારીજ જાણો છો કે શું ? ઘાયલની ગતિ કઇ સમજતા નથી ! સ્ત્રીને બોલવાની શી જરૂર છે ? તેની આંખ અને ગ્હોં ઉપર પ્રેમનાં પુસ્તકો દીપી રહ્યાં હોય છે તે અનભિજ્ઞ શિવાય સર્વેથી ઝટ્ વંચાય છે."

આ કહેવું સાંભળી લજ્જાવનતમુખી વીરમતીને ઉદ્દેશીને જગદેવ કહે છે:—

કુળઉજ્જવળા મતિનિર્મળા, ગતિચંચળા પ્રબળારતિ,
હે કનકવર્ણી કન્યકા, સૌંદર્યવનની પોપટી;
ત્રૈલોક્યતિલક તારૂણી, તુજ રૂપરૂપી વારૂણી,
પીતાં હું ધર્માધર્મનો, ભુલી ભેદ યાચક રહું બણી.

આ સુંદર કાવ્યમાં શ્રવણકોમળવર્ણરાજીવિરાજિત માધુર્યનો ઝરો વહે છે તે શું વાર્તામાં વહત ?

આ પ્રમાણે વીરમતીની કવિતાઓ વાંચનારને શૃંગાર રસમાં

ડુબાડી દે છે. પણ કેટલાકો તરફથી વીરમતીની કવિતાઓ 'કૂટકાવ્ય' જેવી છે એવો જે આક્ષેપ મૂકવામાં આવે છે તેને અમે સપ્રણામ સ્વીકારીએ છીએ; પણ સાથે તેમને એટલું નમ્રતાપૂર્વક પૂછીએ છીએ કે જેમ ગણિતનો એકાદ કૂટપ્રશ્ન વા કોયડો કઠણ હોવા છતાં જ્યારે તે છૂટે છે ત્યારે જે એક પ્રકારનો વિલક્ષણ આનંદ થાય છે તેવો આનંદ શું વીરમતીની ક્લિષ્ટ અને કૂટ કવિતાઓ સમજાયા પછી નથી થતો ? જુઓઃ—

> સાયંકાલીય લીલા, લલિત સલિતને, તીર લોકો કહે છે,
> રાત્રીની પૂર્વજાને, રમણી કુણ કહે, વીરલો કોક એ છે;
> લાગે લીલા તું લ્હાળા–વત્ ધગધગતી, માન પામી નકામી,
> પિંડે પ્રેમાગ્નિ પીડે, ભડભડ બળતી, જવાળ વામી નકામી.

આ અને પેલી સુપ્રસિદ્ધ અટપટી કવિતાઃ—

> પૂછું હું પ્રશ્ન પ્રેમે, પૂંછી તુજ પદ હે ! પંડિતા શાસ્ત્રી શાણા,
> ધારા સારા તું તારા, ચલન ચલનના, ને બધાં કાર્ય શાનાં—
> થાયે છે તે તું જાણે, સકલ અકલથી, જેમ ગાંધી વસાણાં,
> હાંકોટી કોટિ કોટિ, ગઉ મુક મુકની, ખોટી રે ! સર્વે શાણા !
> હે હે હે પંડિતા હે, ઝટ જટ છેદ તું, છોડ કે આ ઘડીરે—
> કે' કે' કે'ની કયારે, નિયમ થકી ફરે, આ પ્રિયા આંખડીરે—
> કે તેથી મંન મધ્યે, હૃદય કમળની, તો હુમે પાંખડીરે,
> ચિંતાહર્યાદિ કાંટા, ઘમર ફરી ખુંચે, ભૃંગને હરઘડીરે ?
> હાલ્યો વાયુ શું આવી, કમળ નયનથી, કે ત્રઠે જોર પ્હોતું ?
> હાલે એવી હળુવે, સખી શક ન ધરે, છંદને બ્હાતું ખોટું—

* * *

સમજાયા પછી શું વિલક્ષણ આનંદ નથી આપતી ?

વળી આ નીચેની સાખીઓની ઉત્પ્રેક્ષા અને અર્થભરિત રચના શું મોહક નથી ? વિરહવ્યાકુળી સુભગા કહે છેઃ—

> સાચે મદનતો અંધ છે, વાચ્યું તેવું લહેછ;
> ઝેરી પરદુઃખકર ગરમ, ચંપો કર ધારેછ.

ચંપેલી શિર મ્હેલી હું, ઘેલી હરખતી મંન;
તેણે પોતા જેવી રે ! કરી મુકી મને તદંન.

આ પ્રમાણે વિપ્રલંભ અને સંભોગ ઉભયે શૃંગારની ઉત્તમ કવિતાઓ ઉપરાંત નીતિ અને વૈરાગ્યની પોષક પણ ઘણી ઉત્તમ પ્રતિની કવિતાઓ આ નાટકમાં નજરે પડે છે. જુઓઃ—પતિવ્રત ભંગના દોષ કરતાં સામાનું અંતઃકરણ કામાગ્નિથી બાળવામાં વધારે દોષ છે એમ કુલીન વીરમતીને સમજાવનાર પેલા કામાંધ ગોલાને જવાબ આપતાં વીરમતી ઉપદેશે છેઃ—

ઝુંટો લેનોં છોને અરે ! કામ શું છે ?
વિના ગુણ રૂપાળોં સ્નોતો પશુ છે;
સુવર્ણ જડયું જો જવાહેર ગુણ—
નહીં તો પડી ધૂળ ! સર્વેજ હૈંણ.
"સતી સાચોં આ સુંદરી છેક છે રે,
ગુણે તેવોં રૂપે ભલી એ દીપે રે—"
"ગુણી વીર ડાહ્યો ભણ્યો પૂર્ણ એ રે—"
પૂરે એમ લોકો નહીં જો કહે રે,
અરે ધિક્ક તેને ! ગયો જન્મ વ્યર્થ !
ઉઠી વાટ રૂપે ! જીવે શેજ અર્થ ?
અરે ! રૂપ લજ્જામણું બહુજ સારૂં,
કુળે રૂપ લજાવવું તે નઠારૂં.
અરે રૂપ શી વસ્તુ છે એવી ભારે ?
મળ્યો માત્ર આ મૃત્તિકા મૂર્તિમાં રે—
રૂડો રંગ આકાર તેનાં થયું શું ?
ક્ષણિક કાષ્ટ મૂર્તિથી એમાં વધ્યું શું ?
વધે જેથી તે તો નહીં જ્યાં રૂપાળો,
કહે કોણ સૌંદર્ય ? કહે તોય બાળો;
થઇ જ્ઞાની અન્યાય કાં મુખ આણો,
તમે રૂપનું રૂપ શાળે પ્રમાણો.
*

વળી વીરમતી ઉપર મોહિત થયેલા લાલરાજને ઉદ્દેશી હેમચંદ્ર જતિ બોધ આપતાં કહે છે:—

કાળાં વિકાળ પાણી, દવ દશ દિશકે, સિંહ ક્ષુધાર્તિ ઘેલા;
કે જુલ્મી રાય હાથે, પડવું ઠીક કંઇ, ઉગરે કો સુવેળા.
નારી યારી નઠારી, બહુજ સહુ જહાં, દુઃખ દાટી મચેલાં;
છોડે તોએ છુટાએ, ક્યમ કરી નરથી ? ચર્ણ ચ્હોંટી ગયેલા.
એવું કાને સુણ્યું શું, પ્રથમ ત્યમ ખરે, દીઠું દ્રષ્ટેજ આજ;
સ્ત્રીપ્રીતિજન્યસ્થિતિ, વીતી દીઠી ન કદી, તો જુઓ લાલરાજ;
સ્થાપે ને તે ઉથાપે, લહરીવત લવે, રે ! સનેપાત જાણે;
બંધાયો મોહ પાશે; પરવશ થઇને, ક્લેશના કોપ માણે;
દેખી આ બાપડાને, મન ખિન ઘણું હું, થાઉં છું દાઝી છેક;
પ્હેલાં એ શાંત હાલો, ચતુર નર હતો, રે ! હતો શો વિવેક !
આજે બેભાન થૈ તે, દુઃખકર પ્રીતથી, દુઃખ વેઠે છ ભારી;
શું કેવું એ ન માને, હરછ સરજી કાં, દુઃખ દેનારી નારી ?

ઉપરની સર્વ કવિતાઓમાં જે રસાસ્વાદન થાય છે તે શું વાર્તામાં કદી પણ થાત? એની ખરી ખુબી તો કોઈ કુશળ નાટકકારજ દર્શાવી શકે.

આજકાલ જ્યારે કેટલાંક તુચ્છ અને અર્થહીન નાટકો ભજવાય છે, અને અશ્લીલ બીભત્સ પ્રયોગોથી રંગભૂમિ દૂષિત થાય છે તેવા અરસામાં જો કોઇ સહૃદય નાટક મંડળી આ નાટકને યોગ્ય ફેરફાર કરી ભજવે, તોજ વાર્તા કરતાં નાટકજ ઠીક છે એ અમારા અભિપ્રાયનું સમર્થન થાય. અહીં 'વીરમતીનાટક' નું સંપૂર્ણ વિવેચન કરવા જતાં પ્રસ્તાવના ઉપોદ્ઘાતનું રૂપ ધારણ કરે–જો કે કંઇક અંશમાં અમારા 'વીરમતી'ના પક્ષપાતને લીધે તેમ થઇ ગયું છે–એટલે આટલેથીજ વિરમીએ છીએ.

૫–૬ આ પછી 'નર્મદાશંકરની કવિતા' નો લેખ દ્વિતીય ભાગમાંથી અહીં આણ્યો છે, અને તેની નીચેજ 'નર્મકવિતા' ના પુસ્તકના પહેલા ભાગમાં છપાયલી 'નર્મદજીવનકથા' અહીં મુકવી ઉચિત ધારી છે. આને માટે 'બૃહત્કાવ્યદોહન' ના લોકપ્રિય અને માનનીય સંગ્રાહક રા. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇની ગર્ભિત સંમતિ માની લઇ તેમની ક્ષમા યાચીએ છીએ.

આ ઉભય લેખ "નવલજીવનકથા"ના વાંચનારને અતિ ઉપયોગી છે એમ માનીને અહીં એકત્રિત કર્યા છે. આમાંના પ્રથમ લેખમાં ગ્રંથકાર 'કાવ્ય' અને 'કવિ'ના વિષે પોતાના વિચારો જણાવે છે તે જાણવા યોગ્ય છે. 'નર્મદજીવનકથા' સ્વ. નવલરામભાઈની એક સુશ્લિષ્ટ, મનોહર, દૃઢ, ઘટ્ટ અને સાત્વિક શૈલીમાં રસિકજીવનચરિત લેખક તરિકેની કીર્તિ અન્ય લેખના અભાવે પણ અમર કરવા બસ છે.

૭. આ પછી 'ગુજરાતી ભાષાના સર્વોત્તમ કવિ' અને 'તાક્યું તીર મારનાર' પ્રેમાનંદ સંબંધીનો એક નાનો પણ અતિ રસિક અને ઉપયોગી લેખ દાખલ કર્યો છે. આની અંદર તે કવિની રસાલ કૃતિ જે 'મામેરૂ' તેના ઉપરનું ગ્રંથકારનું માર્મિક વિવેચન આવી જાય છે. આ લેખ પણ 'નવલજીવનકથા' વાંચનારને ઉપકારક છે એમ જાણી દ્વિતીય ભાગમાંથી અહીં આણ્યો છે.

૮. 'અકબરબીરબલનિમિત્તે હિંદીકાવ્યતરંગ'વાળો સ્વર્ગસ્થનો પ્રાસાદિક લેખ પહેલા ભાગમાં હતો તેજ પ્રમાણે અહીં રાખ્યો છે.

૯—૧૯ આ પછી 'નવલજીવનકથા'માં સ્થળે સ્થળે દર્શાવેલા પ્રસંગોને સાક્ષાત્ વા પરંપરાથી અનુકૂળ ભાગ બીજા ભાગમાંથી ઉતારી અહીં આણ્યા છે. અને તેને 'પ્રકીર્ણલેખસંગ્રહ'ની સંજ્ઞા આપી છે. આ આખો 'પ્રકીર્ણ લેખસંગ્રહ' હવે પછી થનાર દ્વિતીય ભાગમાં પણ 'નર્મદજીવનકથા' સાથે આપવામાં આવે તો તે ભાગ પણ તેટલોજ ઉપયોગી થવા સંભવ છે. 'નવલગ્રંથાવલિ'ના પહેલા ભાગના વાંચનારને ઘણી વખત દ્વિતીય ભાગ પાસે રાખ્યાશિવાય તે વાંચવો સુગમ નહોતો પડતો, આ કારણથી દ્વિતીય ભાગમાં શુદ્ધ અવલોકન વા વિવેચન શિવાયના જેટલા જેટલા ભાગો પ્રથમ ભાગને—મુખ્યત્વે કરીને 'નવલજીવનકથા' ના વાંચનારને ઉપકારક હતા તે બધા આ શાળોપયોગી આવૃત્તિમાં સંગ્રહ્યા છે. આશા છે કે આ આવૃત્તિ અંગ્રેજી હાઇસ્કુલો, ગુજરાતી ટ્રેનિંગ કાલેજો, અને એમ. એ. ની પરીક્ષામાં ઐચ્છિક વિષય તરીકે ગુજરાતી લેનાર વિદ્યાર્થીઓને તેમજ સામાન્યસાક્ષરવાચકવર્ગને ઉપયોગી થશે.

પાઠ, જોડણી, તથા વાક્યરચના વિષે બે બોલ કહેવાની અહીં જરૂર

છે. સ્વ. નવલરામભાઇના પાઠ અને તેમની જોડણી સર્વથા કાયમ રાખ્યાં છે; માત્ર જ્યાં મુદ્રણદોષથી વિપરીત થયું હોય એમ ભાસ્યું ત્યાંજ તેમને ફેરવ્યાં છે. સંસ્કૃતમાંથી અણીશુદ્ધ ઉતરી આવેલા શબ્દોની જોડણી તો સંસ્કૃત પ્રમાણેજ રાખી છે; જોકે ત્યાં પણ 'હૃદય' ને સ્થાને 'રૂદય' ને સ્વ. નવલરામભાઈની સ્થાયી જોડણી હોય એમ લાગે છે તે કાયમ રાખી છે. આ શિવાય અર્થસૌકર્યની ખાતર કોઇ કોઇ સ્થળે વિરામ ચિહ્નો ફેરવ્યાં છે. વાક્યરચના ઘણે સ્થળે ફેરવવાની વૃત્તિ થતી હતી, પણ એમ કરવાથી તેની ઐતિહાસિક કિંમત ઘટી જાય, તેમ સ્વર્ગસ્થ ગ્રંથકારને વખતે જાણેઅજાણે અન્યાય થવાનો પ્રસંગ આવે એમ જાણી ઘણે ઠેકાણે ઇંગ્રેજીને મળતી, કેટલેક ઠેકાણે તો કેવળ ઇંગ્રેજીમય, વાક્યરચનાઓ ફેરવવા યોગ્ય હોવા છતાં પણ ફેરવી નથી, જોકે એક બે સ્થળે તો અર્થની સરળતાની ખાતર ફેરવ્યા વિના છૂટકો થયો નથી.

જોડણી, વિરામચિહ્નો, અને વાક્યરચના આ સંબંધી ગુર્જર વિદ્વાનો એક મત થાય એની કેટલી આવશ્યકતા છે તે કહેવાની જરૂર નથી.

ઘણી ઘણી તજવીજથી પ્રુફ સુધાર્યા છતાં ઘણે સ્થળે ભૂલો રહી ગઇ છે, પણ તે ઝટ પ્રતીત થાય એવી છે એમ જાણી મોટા શુદ્ધિ પત્રકથી પુસ્તકને અલંકૃત કરવું ઠીક લાગ્યું નહીં, તોપણ જે જે સ્થળે ભ્રાન્તિ થવાનો સંભવ છે તેવાં સ્થળોનું એક લઘુ શુદ્ધિપત્રક આપવામાં આવ્યું છે તે પ્રમાણે પ્રથમથીજ સુધારી વાંચવા વાંચનારને પ્રાર્થના છે.

આ ગ્રંથની યોજનામાં સલાહ આપનાર મારા સહૃદય સ્નેહી મી. ગોકળદાસ મથુરાંદાસ શાહ. બી. એ. એલએલ. બી., કેટલીક કૂટકવિતાઓના અર્થ બેસાડવામાં સારી મદદ કરનાર મારા મર્મવિદ્ મિત્ર મી. જગજીવનદાસ દયાળજી મોદી, અને પ્રુફ શોધવામાં મદદ આપનાર મારા મિત્ર મી. હરિવલ્લભ ચુનીલાલ શાહ, બી. એ. એ સર્વેનો આ સ્થળે ખાસ ઉપકાર માનવાની જરૂર છે.

સ્વ. નવલરામભાઈના પ્રેમી અને ઉત્સાહી પુત્ર ભાઈ ધીમતરામની પ્રેરણાથી સાક્ષરસેવાનું આ નિષ્કામ કાર્ય ઘણા વખતથી મેં સ્વીકાર્યું હતું પણ કાર્યના વ્યાપને લીધે જેટલી ત્વરાથી થવું જોઇએ તેટલી ત્વરાથી થયું નથી તેને માટે વાચકવર્ગ ક્ષમા આપશે.

આ પુસ્તક કદમાં 'નવલગ્રંથાવલિ'ના પ્રથમ ભાગ કરતાં મોટું છતાં તેની કિંમત માત્ર રૂ. ૧-૪-૦ રાખી છે તેને માટે સ્વર્ગસ્થના ઉદાર પુત્ર ભાઈ ધીમતરામને ધન્યવાદ ઘટે છે.

છેવટે સદ્‌ગત સાક્ષર ગોવર્ધનરામભાઇની રચનામાં આ શાળોપયોગી આવૃત્તિને ઉપયોગી યોગ્ય ફેરફાર કર્યા છે તેને માટે સદ્‌ગતના ઉપાસકોની ક્ષમા માગી અને ગુર્જરગિરાનો ઉત્તરોત્તર ઉત્કર્ષ ઈચ્છી નવલગ્રંથાવલિના વિવેકી વાચકવૃંદની રજા લઇએ છીએ.

વડોદરા.
તા. ૩-૧-૧૯૧૧.

હીરાલાલ વ્રજભૂખણદાસ શ્રોફ.

---

નવલગ્રંથાવલિની શાળોપયોગી આવૃત્તિ કરવાનું સઘળું માન મારા સ્નેહી ભાઈ હીરાલાલ શ્રોફને ઘટે છે. પ્રથમ આવૃત્તિ સ્વર્ગસ્થ સાક્ષર ગોવર્ધનરામભાઈ જેવાના હસ્તે કઢાવાનો પ્રસંગ આવ્યો હતો, અને દ્વિતીય આવૃત્તિ વખતે પણ એક સારા પંકાયલા સાક્ષરનો યોગ મને મળી જવાથી હું કૃતાર્થ થયો છું, અને વાચકવર્ગ સમક્ષ આ શાળોપયોગી આવૃત્તિ મુકવા ભાગ્યશાળી થયોછું. ઉભય સાક્ષરોની નિઃસ્વાર્થ સાહિત્યસેવા બદલ હું તેમનો અત્યંત ઉપકૃત છું.

સુરત.
તા. ૨૦-૨-૧૧.

લિ૦
પ્રસિદ્ધકર્ત્તા.
ધીમતરામ નવલરામ પંડિત.

# સ્વ. સાક્ષર નવલરામ લક્ષ્મીરામનું જીવન વૃત્તાંત.

કવિ નર્મદાશંકર મરણ પામ્યે થોડોજ કાળ થયોછે, તેમની જીવન-કથાના અક્ષરો હજી લીલાછે, અને એટલામાંજ તે અક્ષરોના લખનારની જીવનકથા લખવાનો પ્રસંગ આવેછે એ ઇશ્વરેચ્છાના અનેક ચમત્કારોમાંનો એકછે. એવા ચમત્કારો હૃદયવેધક હોયછે, અને વિચારશીલ જનને વૈરાગ્યના વિચાર સુઝાડેછે. પરંતુ આ સ્થળ તેવા વિચારો કરવાનું નથી; તેમ મરનારના મૃત્યુનો હૃદયવેધક શોક પણ તેની જીવનકથામાં અપ્રાસંગિક છે.

રા. નવલરામના મૃત્યુથી ગુજરાતના સાક્ષર વર્ગના ઇતિહાસનું એક પુસ્તક પુરું થયુંછે, એમ કહિયે તો ચાલે. ત્રીશેક વર્ષ ઉપર મુંબાઇમાં બુદ્ધિવર્ધક સભા સ્થપાઇ અને અમદાવાદમાં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી-અને ધર્મ સભા સ્થપાઇ, તે ત્રણે સભાઓમાંથી માસિક ચોપાનિયાં તે સભાઓનાં વાજાં પેઠે વાગવા માંડયાં, અમદાવાદમાં કવિ દલપતરામના રાગ નીકળવા માંડયા અને તે રાગ ચારે પાસ ઝીલાવા માંડયા, મુંબાઇમાં કવિ નર્મદાશંકર મુંબાઇના સમુદ્ર પેઠે ઉછળવા લાગ્યા અને તેના રસતરંગમાં મુંબાઇગરી પ્રજા ન્હાવા લાગી, ધીમે ધીમે અમદાવાદ અને મુંબાઇ સાક્ષર પદ્ધતિમાં સંગમ પામ્યાં, એકરસ થયાં, અને અંતે એ અતિવેગ-વાળી ભરતીનો ઓટ થવા લાગ્યો. ઘણાક ગ્રંથકારો ધીમે ધીમે આ રણ-જંગમાંથી નિવૃત્તિ પામ્યાછે, કેટલાક વક્તાઓના વર્ગમાંથી નીકળી શ્રોતા વર્ગમાં ભળી જઇ નવી પ્રજાના નવા ઉર્મિને અનુમોદન આપીને તૃપ્ત થાયછે, અને બાકીના ગ્રંથકારો પોતાના પ્રથમ મતને વળગી રહી અથવા બદલી નાંખી લખતાં લખતાં સર્વભક્ષી યમરાજની અનંત મુખગુફામાં લીન થઇ ગયાછે. આ સર્વ વર્ગમાંથી એક અથવા બીજામાં ગણત્રી કરવા યોગ્ય નામો આંગળીને વ્હેડે ગણાઇ રૂહે એમ નથી, અને તેમના અગ્રેસરોનાં નામ ગણતાં આનંદ અને સ્વાભિમાન થયા વગર રૂહેનાર નથી. કવિ દલપતરામ, વ્રજલાલ શાસ્ત્રી અને તેમના ભાઇ છોટમલાલ, રાવબહાદુર નંદશંકર તુળજાશંકર, રા. મનઃસુખરામ સૂર્યરામ અને રા. રણછોડભાઇ ઉદયરામ, કવિ હીરાચંદ કહાનજી, રા. ઝવેરીલાલ ઉમિયાશંકર, રાવસાહેબ મહીપતરામ,

બીજા છોકરા રમે ત્યારે પોતે જુદા પડી આકાશ, સૂર્ય, ચંદ્ર, અને તારા ભણી જોઇ રહે અને તેના વિચારમાં પડી જાય ને રસ્તે જનાર લોક એમ જાણે કે આ છોકરો કાંઇ મહા દુઃખમાં આવી પડ્યો હશે. પ્રસંગે સ્વભાવ તીવ્ર પણ થતો અને એક જણને ત્યાં અભ્યાસ કરવા જતાં તેનું પુસ્તક બગાડ્યા બાબત-ઠપકો મળતાં તેની પાસેથી ફરી પુસ્તક ન લેવું એવો એકાંતમાં નિશ્ચય કર્યો. પોતાનો દોષ હોય, લાભકારક ઠપકો આપનાર મળે, તેમાંથી અપમાન લેવું, ઠપકો આપનારનો ઉપકારને સાટે અપકાર માનવો, અને પરિણામમાં ખોટું લગાડીને કાંઇ એવોજ નિશ્ચય કરવો કે જેથી ઠપકો આપનારનો હેતુ નિષ્ફળ જાય અને લેનારને હાનિ આવશ્યક થાય,—આ તામસી પ્રકૃતિ છોકરાંની, તેમજ જુવાનિયાઓની હોયછે અને તેમાં પોતાને સમજુ માનનારા મૂર્ખાની વિશેષે કરીને હોય છે. પોતે ઠપકો આપે તે સફળજ થાય એવો હેતુ રાખનારાઓ-ઠપકો લેનારની પ્રકૃતિ ન સમજી નિષ્ફળ ઠપકો આપી તે લેનારને હાનિ કરે એ પણ એક અણસમજ અને ખામી છે, કારણ गुरोरेव हिं तज्जाड्यं यच्छ्रोता न विबुध्यते ॥

નર્મદજીવનમાં ગ્રંથકર્તાએ લખ્યું છે તે પ્રમાણે તે પ્રસંગે ગુજરાતી નિશાળોમાં કેટલોક અભ્યાસ આજની ઇંગ્રેજી સ્કુલો કરતાં વધારે થતો. ગુજરાતી અભ્યાસ પુરો થયો તે વખતે એટલે અગિયારની વયે હટનકૃત ભૂમિતિ અને ઘન સમીકરણમાં ન્હાના નવલરામ પ્રવીણ હતા. આજ પાઠશાળાઓમાંથી પણ ગણિત દુનિયાદારીમાં નિરુપયોગી ગણી ફૂહાડી નખાવવા પ્રયત્ન થાયછે. પાઠશાળાઓમાં ઘણા વિષયો હોવાથી કિયો વિષય ફ્હાડી નાંખવો એ પ્રશ્નને અંગે આ પ્રયત્ન યોગ્ય હોય; પરંતુ દુનિયાદારીમાં તેમ ઇતર વિદ્યાઓના અભ્યાસમાં સ્પષ્ટ એકાગ્રશક્તિવાળા આગ્રહી અને સૂક્ષ્મ મગજનો ખપ હોય તો ન્હાનાં બાળકોને કેળવણીના ઉમ્મર ઉપર મ્હડતાંજ ભૂગોળનાં અર્થહીન નામો, ઇતિહાસની તારીખોના આંકડા વગેરે ગોખાવી કાયર અને નિઃસત્વ કરી દેવામાં કાળક્ષેપ થાયછે અને શિક્ષણ લેવા લાયક વિષયો શિક્ષકો શીખવી શકતા નથી તેને ઠેકાણે તે પ્રસંગે વધારે ગણિતનો સ્વાદ આપવામાં આવે તો ઉપયોગી થાય. એના દૃષ્ટાંતમાં નવલરામ, દુર્ગારામ, અને એમના સમયના બીજા અનેક ગૃહસ્થોની શક્તિ અનેકધા જેવામાં આવીછે, અને તેમાં કેટલાક તો એવા છે કે ભેદન

બર્ક કે શેક્સપીયર તેમણે સ્વપ્નામાં પણ વાંચ્યાં નથી.

નવલરામનું પ્રથમ લગ્ન તેમની અગિયાર વર્ષની વયે શિવગૌરી નામની કન્યા સાથે થયું. લગ્ન પછી દશેક માસે તે કન્યાનું મરણ થયું. એમનું બીજું લગ્ન એમની ચૌદ વર્ષની વયે સુરત જીલ્લાના કઠોદ ગામના વ્યાસ હરિલાલ બ્હેચરલાલની નવ વર્ષની પુત્રી મણિગૌરી સાથે થયું. મણિગૌરી હાલ હયાત છે અને તેમને પેટ થયેલી પ્રજામાંથી નવલરામની પુત્રી બ્હેન કમળાનું વય આજ વીશેક વર્ષનું છે અને પુત્ર ધીમતરામનું વય ચોવીશેકનું છે. ધીમતરામ વિલ્સન કૉલેજમાં અભ્યાસ કરે છે.

જનોઇ દેતા સુધી નવલરામને માથે મ્હોટો ચોટલો હતો. વિદ્યાવસ્થામાં તેમની કાંતિ ગોરી હતી, ઘાટ નાજુક અને બેઠો અને સ્વભાવ શાંત અને હસમુખો હતો. એમના શિક્ષકોમાં રા. કેશવરામ અમૃતરામ અને મી. જેમ્સ ગ્રાહામ હતા. ઉભયનો અભિપ્રાય ઉંચો હતો, અને ઉભય આ છોકરાનું ભવિષ્ય સારું કહેતા. શરીર છેક નીરોગી ન હતું, ચૌદપંદર વર્ષની વયથી સ્વામિનારાયણના મંદિરમાં નિત્ય સાયંકાળે જતા, તે આચાર્યને મહાપુરુષ ગણતા, અને કહેતા કે જેનાથી આટલા જંગલી લોક સુધર્યા છે તે સહજાનંદ કોઇ મહાપુરુષજ હતા. મંદિરના સાધુઓને મુખેથી વાતો સાંભળતો. સર્વ વસ્તુઓથી તેમજ જીવોથી ભરેલા આ અનાદિ અને સત્ય જગતમાં ઇશ્વર વ્યાપ્ત છે અને તેની સાથે અખંડ ધામમાં અનંત મુક્તો સહિત સાકાર રૂપે ઇશ્વર અખંડ વિરાજમાન છે એવું એ સાધુઓનું મત ખરું માનતા, અને તે મતને વિશિષ્ટાદ્વૈત કહેતા. નવલરામ વીસ બાવીશ વર્ષના થયા ત્યાંસુધી એમનું આ મત કાયમ રહ્યું. એ વયે એમની પ્રીતિ શંકરમત ભણી વળી.

ઇ. સ. ૧૮૫૪–૬૪ } સન ૧૮૫૪ ના સપ્ટેંબરમાં એટલે અગારની વયે સુરત ઇંગ્રેજી હાઇસ્કુલમાં નવલરામને નવમા આસિસ્ટંટ માસ્તરની નોકરી દશ રૂપિયાને પગારે મળી. આ પગાર તે સમયે સારો ગણાતો. આ જગાથી ક્રમે ક્રમે ચ્હડયા. સને ૧૮૬૧ માં ચોથા આસિસ્ટંટ થયા. તે વર્ષને આખરે સાઠ રૂપિયાને પગારે ડીસા ઍંગ્લોવર્નાક્યુલર સ્કુલના હેડમાસ્તરની કામ ચલાઉ જગા મળી; ત્યાં થોડાક માસ રહી પાછા સુરત હાઇસ્કુલમાં આવ્યા, અને ત્યાં છેક ૧૮૬૪ સુધી રહ્યા; વચ્ચે થોડાક માસ ગોપીપુરા બ્રૅંચસ્કુલનો હેડમાસ્તરનું કામ કરી આવ્યા હતા.

નર્મદજીવનમાં નવલરામ ૧૭ થી ૨૨ વર્ષ વચ્ચેની વયને "આત્મમંથનકાળ" નામ આપેછે, અને લખેછે કે તે સમયમાં સ્ત્રીવાસના તેમ "નામાંકિત થવાની" અને એવી બીજી મહેચ્છાઓ આત્માને ડ્હોળી નાખેછે, અને "જુવાનીના કારમા ચગડોળ" પર ચ્હડાવેછે. જો એમણે આ નિયમ બાંધવામાં પોતાના જાત અનુભવને પણ કામે લગાડ્યો હોય તો આપણે ક્હેવું જોઇએ કે નવલરામ આ અવસ્થાએ ઘણી મોડી વયે પ્હોચ્યા અથવા વ્હેલા પ્હોચ્યા હોય તો ઘણાં વર્ષ સુધી એ તિરોભૂત રહી. જેમ ધરતીના ગર્ભમાં ઘણા કાળ સંતાઇ રહેલો અગ્નિ ધુંધવાઈ રહેલો હોય અને ઓચિંતો પર્વતને ફોડી નાંખી જ્વાળામુખમાંથી એકાંતે ભભુકવા માંડેછે અને અંતે પ્રસિદ્ધ રીતે ગર્જવા માંડેછે તેમ નવલરામને થયું દેખાય છે. શાંત ગંભીર અને નિશ્ચેષ્ટ દેખાતા આ જુવાને છેક સત્તાવીશમે વર્ષે એટલે ૧૮૬૩માં ચિત્તની જ્વાળાઓ એકાંતમાં કહાડવા માંડી અને ૧૮૬૭ થી તેને પ્રસિદ્ધ કરવા માંડી. ૧૮૬૨ના અરસામાં મહારાજ લાઇબલ કેસ ચાલતો હતો અને નવા વિદ્યાર્થિઓને નવી જાતના રણજંગમાં ઉતરવા દૂર સુધી સંભળાય એવી હાકો મારતો હતો. એ હાક નવલરામના શાંત કાળજામાં પણ વાગી; સુધારાવાળા શેઠિયાઓએ મુંબાઇના "રાસ્તગોફ્તાર અને સત્ય પ્રકાશ"માં ૧૮૬૨ના સપ્ટેંબરમાં જાહેરખબર છપાવી લાઇબલ કેસ બાબત ઉત્તમ કવિતા લખી મોકલનારને રૂ.૨૫૦)નું ઇનામ આગળ કર્યું. ખુણે પડેલા માસ્તર નવલરામે ૧૮૬૩માં સુરતથી લખેલાં ૨૫૦ પાનાં ભરી આ કવિતા લખી મોકલી અને ગ્રંથકારોના પરીક્ષક થવા નિમેલાએ મુંબાઇમાંના "પૂરા પાત્ર પ્રમાણ" એવા પરીક્ષક સાહેબોને આરંભમાં પ્રણામ કર્યા. તેનીજ સાથે "માઇડિયર" નર્મદાશંકર ઉપર ઇંગ્રેજીમાં કાગળ લખી પોતાનો આ પ્રથમ સરસ્વતી–પ્રસાદ પ્રસિદ્ધ થાય ત્યારે રસિક કવિને તે અર્પણ કરવાની માગણી કરી. એક પત્રમાં નવલરામ લખેછે કે—I believe (perhaps fondly) the Ahmedabad fellow of the old school willnot eclipse one of the new. "જુની સ્કુલનો અસ્ત" અને "નવીનો ઉદય" જગતને જાહેર કરનાર પ્રથમ પરીક્ષક (critic) રૂપે આગળ આવવાનો અભિલાષ ઉત્સાહથી કવિને જણાવ્યો. વળી કવિને પુછેછે કે–"Masters of such schools" નું ભાષાંતર શું કરવું? કંઇ રૂઢ સંસ્કૃત શબ્દછે? "આપણી ગુજરાતી ખેડાયલી ભા-

ષામાં મને કંઇ શબ્દ જડતો નથી." નવી વિદ્યા અને નવો ગ્રંથકાર એક સ્થાને અધિષ્ઠિત હોય ત્યાં આવો રમણીય ઉમંગ હોયછે; પણ એ ઉમંગની રમણીયતા ભોગવનાર પરીક્ષક વિના તે ઉમંગ ધરતી બ્હાર ફુટી નીકળતો નથી. પાછલી અવસ્થામાં નવા ગ્રંથકારોનો યોગ્ય ઉમંગ ખીલવવાનું નવલરામ ભુલતા નહી એ પરોપકારવૃત્તિમાં આ પોતાના ઉમંગનો ભંગ કેમ ન હોય? કવિ નર્મદાશંકરનો ઉત્તર આ ઉમંગ તોડે એવો ન હતો તેમ વધારે તેવોયે ન હતો. તે લખેછે કે "મને નવાઈ લાગેછે કે તમને આટલુ બધું લખવાને ફુરસદ ક્યાંથી મળી? આવા નિરસ વિષય ઉપર તમને લખવાનું સુઝયું ક્યાંથી?" અર્પણની બાબતમાં કવિ લખેછે કે "ગોંદરે ભેંસને ઘેર ઝડકા" જેવું તમે કરોછો. પરિણામ જણાયા વિના અર્પણ કેવું? "માસ્તર ઑફ્ આ પોએટીક સ્કુલ"ને માટે નામ આપવાની જરુર નથી. નામ આપ્યા વગર પણ નિર્વાહ થઇ શકશે," વગેરે "શુભેચ્છક" નર્મદાશંકરની કાગળ નીચે સહી છે.

પોતાની કવિતા પાસ થઈ કે નપાસ થઇ તે વિષે ઘણા દિવસ સ્વાભાવિક આતુરતા રહી. સાડાસાત મહીના સુધી પરિણામ ન જણાયું એટલે અધીરા ઉમેદવારે દફતર આશકારા પ્રેસના મી. બેરામજી ફરદુનજી ઉપર પત્ર* લખ્યો. પરીક્ષકોએ ઘણે દિવસે નવલરામને અર્ધું ઇનામ આપવાનો ઠરાવ કર્યો. આ ઇનામ નવલરામે કબુલ કર્યું નહી, અને આ ઠરાવથી નારાજ થઇ તેમણે ઇનામ આપનાર ઉપર એક લાંબો પત્ર ગુસ્સે થયેલા જુવાનિઆઓ લખેછે તેવો લખ્યો, નિબંધ પાછો મંગાવી લીધો, અને પ્રથમ "માઇડીયર" હતા તેને ઠેકાણે "સાહેબ" શબ્દો સંબોધી "મી. નર્મદાશંકર લાલશંકર કવિ ઉપર તેમજ પ્રથમ The Ahmedabad Fellow of the old school હતો તેને ઠેકાણે "મી. દલપતરામ ડાયાભાઈ ગુજરાત પ્રાંતના કવીશ્વર" ઉપર-એમ બે લાંબા પત્ર ૧૮૬૪ માં લખ્યા, પ્રશ્નમાળા પુછી તેમને આ કવિતાની પરીક્ષા કરવા વિનંતિ કરી. આ પત્રોને ઉત્તર શો મળ્યો તે જણાતું નથી. કવિતા જાતે છપાવવાનો વિચાર

* નવલરામે લખેલા પત્રોની નકલો કરી રાખીછે. અસલ પત્રો જેને લખ્યા હશે તેને પ્હોચ્યા હશે કે નહી એ જાણવું કઠણછે. ઠેકાણું ખાતર નકલો જડી તેના અસલ પત્રો પ્હોચડ્યા હશે એમ સર્વત્ર સ્વીકારી આ જીવનકથામાં એ પત્રોની વીગત લખીછે. નવલરામ ઉપર આવેલા પત્રો હાથ લાગ્યા નથી.

પણ નવલરામે કર્યો જણાયછે, પણ પાછળથી એ વિચાર માંડી વાળ્યો અને તેમ કરવાનું કારણ લેખ ઉપર જણાતું નથી. જો આપણે એવું ધારિયે કે પાછલી અવસ્થામાં પૂર્વ અવસ્થાનો વિચાર્યો-પ્રયત્ન પોતાની પરિપક્વ શક્તિથી ઉતરતો લાગ્યો હોવાથી અને વિચારફેર થવાથી આ કવિતા આખર સુધી પેટીમાં રાખી મુકી, તો તે અનુમાન એમની પાછળની ગંભીર અવસ્થાના આત્મપરીક્ષકસ્વભાવને છાજતુંછે. એ કવિતાના અંત ભાગમાં એમની તે સમયની ધર્મદશા સ્પષ્ટ જણાયછે. "વેદાંત ખરેછે બધુરે," "તે વેદનો ધર્મ વધારીરે," સંસ્કૃતશાળા બહુ કઢાડો," "બ્રહ્મજ્ઞાન વિલાસમાં રાચોરે" ઇત્યાદિ પદો એમના મનનું વેદાંતમાં સંક્રમણ જણાવેછે. અને તે ઘણું કરીને અખાજેવાની અસરથી થયું હશે. અખો, વલ્લભ અને એવા બીજા કવિયોની કવિતા આ પ્રસંગે તેમણે વાંચવા માંડેલીછે. ઉભા રહેલા પાણીદાર ઘોડાને સતેજ કરવામાં માત્ર ચાબુક ઉગામ્યાનું જેવું માહાત્મ્યછે તેવુંજ નવલજીવનને આ પ્રસંગનું માહાત્મ્ય થયું કહિયે તો ચાલે. નર્મદાશંકરપર ઇંગ્રેજીમાં પ્રથમ લખેલા પત્રમાં તેમણે નવી 'સ્કુલ' ને ઉદ્દેશી લખ્યું હતું કે "I am very ambitious to have the merit of being the critic who first perceived its existence and beauties." "એની હયાતી અને સુંદરતાને પ્હેલા બ્હેલી પરખનાર પરીક્ષક હોવાનું માન લેવાની મને ઘણી અભિલાષાછે." આ મહેચ્છાને સુંગાઇના પરીક્ષકોએ તિરસ્કાર કરી સવિશેષ ઉશ્કેરી અને ઉછાળી.

મહેચ્છાઓ હોયછે તો ઘણાકને, પણ સાધન વિનાની ઇચ્છાઓ તેલ વગરના સળગેલા ઘાસ પેઠે તરત હોલાઇ જાયછે. અભ્યાસ, અવલોકન, અને અનુભવ એ ગ્રંથકાર થનારનું તેલછે, અને તે વિના એકલી વધવા ઇચ્છતી બુદ્ધિ દીવાસળીની પેઠે સળગી તરત હોલાયછે. ગુજરાતમાં કવિયો, વર્તમાનપત્રલેખકો, અને બીજા ગ્રંથકારો તીડનાં ટોળાં પેઠે ઉભરાયછે અને થોડીક વારમાં સ્વતઃશાંત થઇ જાયછે તેનું કારણ આ જ છે કે ન્હાનાં બાળક સાધન વિના સાધ્ય શોધે તેમ વિદ્યા વગેરે શ્રમસાધ્ય સાધનો વિના ગ્રંથકાર થવા ફોકટ ઉછાળા મારી પાછા પડેછે. નવલજીવનનું રહસ્ય આપણે એ જોઇશું કે ડગલે ડગલે સાધન અને સાધ્ય બે વધ્યાંછે. જે વખત લાઇબલની કવિતા સંબંધી ક્રોધ ઉછળતો હતો અને પત્રો લખાતા હતા તેજ વખતે વીરમતી નાટકનું હાડપિંજર ગોઠવાતું હતું. તર્કસં-

ગ્રહનો અભ્યાસ કરવા બાળપ્રયત્ન થતો હતો, અને બેકનતું "નોવમ ઑર્ગેનમ", આર્નોલ્ડનો હિતોપદેશ અને તેવામાં નવી રચાયલી ભાંડારકરની માર્ગોપદેશિકા વગેરે પુસ્તકો ખરીદવામાં આવ્યાં અને પાછળથી ગુરુવિના યથાશક્તિ વાંચ્યાં પણ જણાયછે.

આવામાં નવલરામ સુરત ગોપીપરા બ્રાંચસ્કુલ નામની નવી કુહાડેલી સરકારી શાળાના કામ ચલાઉ હેડમાસ્તર હતા. શાળાનાં ધોરણોમાં તે પ્રસગે કેટલોક ફેરફાર થયો હતો અને તેથી ગસત ભરેલી ગુંચવણો પડી જણાય છે. જુનાં ધોરણોમાં છોકરાઓ મ્હોટી ઉમર સુધી પરિપક્વ ગુર્જરાતી અને ગણિત શીખતા અને પછી ઈંગ્રેજી આરંભ કરતા. ૧૮૬૩માં એવું ધોરણ બધાયું કે થોડુંક ગુજરાતી ભણે એટલે ઇંગ્રેજીનો આરંભ કરાવવો, અને તે ઈંગ્રેજીની સાથે વધારે ગુજરાતી ભણાવવું. આના પરિણામ બાબત નવલરામ પોતાના ઉપરીને રીપોર્ટમાં કડવી ફરિયાદ કરેછે કે ઇંગ્રેજી ભણવાને અમારા જેવીજ નિશાળો હોવાથી જુની રીત પ્રમાણે ગુજરાતી પુરું ભણેલા મ્હેતાજીઓ અમારી સ્કુલમા આવેછે, ગુજરાતી ત્રીજી ચોથી ચોપડી ભણેલા તેમનાજ વિદ્યાર્થિયોના વર્ગમાં તેમને બેસવું પડે છે, અને આથી બન્નેને હરકત પડેછે. આ હરકતો અને તેના ઉપાયોની ચર્ચા ઘણી ચતુરાઇથી કરી છે, અને એમના ઉપરિયોએ એમને વીશે ઉંચો અભિપ્રાય બાંધ્યો હતો તે સકારણ હતો.

મહેચ્છાઓ જુવાનીમાં ઉછાળા મારેછે તે જુદા જુદા મનુષ્યોમાં જુદી જુદી રીતે પરિણામ પામે છે. કેટલાકમાં ઉછાળા એકલાજ હોયછે તે થોડા સમયમાં થાકી શાંત થઇ જાય છે. આ ઉછાળા હોયછે ત્યારે અત્યંત વેગવાળા અને ઉદ્ધત હોય છે. કેટલીક ન્હાની નદિયોમાં પૂર આવે છે બને કલાકમાં નદી સુકાઇ જાયછે એ આમની દશા છે. કેટલીક નદિયોમાં આખું ચોમાસું ધીરે ધીરે પાણી વધ્યા કરેછે, કેટલોક વખત તો વધે છે કે નહી એ પણ ન સમજાય એટલું ધીરું પૂર હોય છે, ઓછું થતું પતું પણ આ નદિયોનુ—પાણી બીજા ચોમાસા સુધી ટકે છે, અને વર્ષોવર્ષ એ નદીનો પટ ધ્યાન ખેંચ્યા વિના વધી કેટલેક વર્ષે લોકોને ચમકાવે છે. કેટલાકની મહેચ્છાઓ આવી રીતે વધે છે. નવલરામની મહેચ્છાઓની પ્રવૃત્તિ આ જાતની હતી. એક વર્ષે તેમાં પૂર, બીજે વર્ષે શાંતિ, ત્રીજે વર્ષે પાછું વેગવાળું પૂર, વળી શાંતિ, અને અંતે ઉત્તરોત્તર વૃદ્ધિ. ૧૮૬૭

માં નવો ઉત્સાહ છે, ૧૮૬૪માં ચિત્ત શાંત છે, અને ૧૮૬૫માં વળી મન ઉછળેછે. એજ રીતિમાં નવલરામના મરણ સુધીના જીવનતું દિગ્દર્શન છે.

ઇ. સ. ૧૮૬૫–૬૬ } ભરુચ આગળ કાળા માથાના માનવીના અને ચંડિકા જેવી મહાનદીની ઘણાં વર્ષોથી લ્હડાઇ ચાલી છે. માણસો પુલ બાંધે, નર્મદા તોડે, અને માણસો ફરી બાંધે. આ પુલમાં ઘણાં ઘણાં મગજો રોકાયાં છે અને જુવાન નવલરામનું મગજ પણ થોડો કાળ રોકાયુંછે. ૧૮૬૫માં એક વખત એ પુલનાં ભુંગળાંની એ મહાનદીના પાણીનું દબાણ સ્હેવાની શકિત વીશે પ્રશ્ન ચાલતો હતો અને તેમાં રોકાયલા મી. રિચ્મંડ નામના ગૃહસ્થે નવલરામને એ પ્રશ્ન પુછવાથી નવલરામની ગણિત બુદ્ધિ અંકાઇ, સાહેબ પ્રસન્ન થયા, નવલરામના ઉપરીને ભલામણ કરવા ઇચ્છા દર્શાવી, પણ નવલરામને ભલામણ કરાવવી હલકી લાગી અને માત્ર સાટફીકેટ લીધું. આ પરીક્ષાએ નવલરામની જાત—પરીક્ષા દૃઢ કરી, અને તેમનો ઉત્સાહ વધાર્યો.

જાન્યુઆરીમાં હાઇસ્કુલમાં એમનો પગાર એંશી રુપિયાનો થયો, તેવામાંજ સુરતમાં ટ્રેનિંગસ્કુલ સ્થપાવાની વાત ચાલતી હતી, અને નવલરામે એ જગા વાસ્તે ઉમેદવારી જણાવી. આ બાબતની અરજીમાં ઉપલા સર્ટિફીકટની બાબત લખવા ઉપરાંત તેઓ લખેછે કે મ્હેં જે નવીન નાટક લખ્યું છે તેની નકલો કે કાપીરાઇટ રાખવા ડીરેક્ટરને લખ્યું છે તેનો જવાબ રીત પ્રમાણે કેટલાક માસ વીત્યા વગર આવવાનો નથી, આ મ્હારો પ્રથમ ગ્રંથ છે, એક જુવાન ગ્રંથકાર તરીકે હું એ વીશે સ્વાભાવિક રીતે ઘણો અધીરો થઇ ગયોછું, અને આપ ચારસો પાંચસો નકલો રાખો તો મને બહુ ઉતેજન મળે. વળી લખેછે કે હાલમાં હું મોલ્યરના મૅાક ડૉક્ટરનું ગુજરાતી કરવામાં રોકાયલોછું અને તેમાં હાસ્યરસ હોવાથી લોકપ્રિય થશે એવું ધારુછું. આ કાગળ ૧૮૬૫ના એપ્રિલમાં લખેલો છે, કોના ઉપર લખેલો છે તે જણાતું નથી, અને એમાં કિયા નાટક વીશે લખ્યું છે તે જણાતું નથી. પણ તે વીરમતી નાટક હોવું જોઇએ. જો તેમ હોયતો એ નાટક પ્રથમ લખાયું, ભટનું ભોપાળું પછી લખાયું અને પ્રથમ છપાયું અને ચાર વર્ષ પડી રહી વીરમતી પાછળી છપાયું, અને લાઇબલ કેસની કવિતા સદાકાળને વાસ્તે પડી રહી અને કર્તાના મનમાંથી પણ ખસી ગઇ! સ્ત્રિયોને અજ્ઞાતયૌવન અને મુગ્ધ અવસ્થામાં અનેક રમણીય ગુંચવારાઓમાં પડવું પડે છે તેવી દશા ગ્રંથકાર થવા ઇચ્છનારની પણ થોડી ઘણી થાયછે તેનું આ ગમત ભરેલું દૃષ્ટાંત

છે તે જાણી ગ્રંથકાર થવા ઇચ્છનારા જુવાનોને બોધ અને ધીરજ મળે એમ છે. આશાભંગ થયેલા મુગ્ધ ગ્રન્થકારની બીજી આશા પણ નિષ્ફળ થઇ. સુરત ટ્રેનિંગ કાલેજના હેડમાસ્તરની જગા નવલરામને ન મળતાં આપણા પ્રસિદ્ધ અને લોકપ્રિય પ્રથમ નવલકથાકાર રા: નંદશંકર તુળજાશંકરને મળી. નવલરામે પોતાનું મન પાછું વાંચવા લખવામાં પરોવ્યું. એક પાસેથી "એડિસન" વંચાવા લાગ્યું, અને બીજી પાસથી કલમ પણ ચાલવા લાગી. ઘણું ખરું નવા લખનારાઓ કવિ થવા પ્રયત્ન કરેછે અને શૃંગારરસથી આરંભ કરેછે. ત્હાડતડકાના અજાણ્યા જુવાનિયાઓને આત્મમંથનકાળ શૃંગારબળમાં નાંખે એમાં કાંઇ નવાઇ નથી. પણ નવલરામનો આ કાળ પ્રમાણમાં મોડી વયે આરંભાયો, અને તેમણે લખવા માંડેલો શૃંગાર અનુભવની ધીમી ધીમી ઘોલો ખાતો તેમના હૃદયમાંથી કાગળ ઉપર આવવા લાગ્યો. એમના હૃદયમાં કોમળતા સ્વાભાવિક હતી અને આ વર્ષના કેટલાક બનાવોએ તે કોમળતા વધારી. આત્મારામ ભુખણની દુકાન આ વર્ષમાં ભાગી તેનાથી પણ મનને ખેદ થયો અને પ્રાણનાથ જોશીનાં સ્ત્રી રેવામામી ગુજરી ગયાં તેનાથી પણ મન વિચાર અને ખેદમાં પડયું, અને કવિતાના ઉદ્ગાર એકાંતમાં નીકળવા માંડ્યા. આખા ૧૮૬૫માં તેમ ૧૮૬૬માં રેવામામીની કવિતાથી નીકળવા માંડેલી કવિતાનદી પ્રીતિ અને શૃંગારના પ્રદેશમાં વ્હેવા લાગી, "હિંદુસ્થાનની હાલની સ્થિતિ" "અને ગ્રંથકારનો ધંધો" એ વીશે ઉગતો દેશવત્સળ અને ગ્રંથકારપણાનો ઉમેદવાર પોતાના વિચારને ઇંગ્રેજી અને ગુજરાતી નિબંધ રૂપે લખવા લાગ્યો, અને સિંહના ઉપર ઉપકાર કરનાર ગુલામ "એંડ્રોક્લીસ" ઉપર પણ કવિતા લખાઇ. આ કવિતાઓમાં વેદાંત પણ ભુલાયું નહી. આ સર્વે કવિતા છિન્ન ભિન્ન છે, અને અપૂર્ણ છે, એટલે સંગ્રહમાં દાખલ નથી કરી. પરંતુ એમાંના કેટલાક કડકા કર્તાની જાતસંબંધી છે, અને કેટલાકમાં તેનું આત્મમંથન સ્પષ્ટ છે. આ આત્મમંથનને યોગે યોગ્ય લાગતી કવિતા અત્રેજ આપીશું. છ સાત માસમાં જુદે જુદે વખતે લખેલા એ જુદા જુદા કડકા છે.

૧૮૬૬ ના પાછલા ભાગમાં નવલરામનું મન ઘણી રીતે મંથન પામ્યું. મે માસમાં કવિતા લખાઇ કે

> પ્રભુ, પ્રેમ અપૂર્વ મને પીડતો, કરૂં હું કેમ ?
> પાપ ગણી તું રખે એહીડતો; કરૂં હું કેમ ?

સ્વધર્મે પ્રમાણે મન આચરે, કરૂં હું કેમ ?
પ્રીતિ પાત્ર દેખીને પ્રીતિ પાંગરે, કરૂં હું કેમ ?
લીલો રંગ સદાજ લીલો લાગશે, કરૂં હું કેમ ?
મ્હાતી ચિત્રિણી ચતુરા ચિત્ત ચોરશે, કરૂં હું કેમ ? ૩

પુરુષપ્રયત્ન સબળ કે દૈવ સબળ ?

વારી વારી થાક્યો હું મન સાહરૂં, કરૂં હું કેમ ?
પ્યારી પ્યારી છબી ન ક્ષણું વીસરૂં; કરૂં હું કેમ ?

આટલે સુધી દૈવ સબળ થયું, પણ

હજી શુદ્ધ સમાલી રાખ્યો દેહને, કરૂં હું કેમ ?
પછી પાપ ગણો તો કુકું કર્મને, કરૂં હું કેમ ?

માયાની જાળમાં ફસાવાના પ્રસંગ નજ આવ્યા હોય એવા ભાગ્યશાળી તો હોયછે, પણ એ જાળમાં દૈવવશાત્ પડતાં તેમાંથી છુટવા ઇચ્છનાર યોદ્ધાઓ વિરલ હોયછે. તેવા યોદ્ધાઓના પુરુષપ્રયત્નપર ઇશ્વરની કૃપાજ હોયછે. Heaven helps those who help themselves. આ કવિતા થયા પછી થોડાક વખતને છેટે કોઇ પાડોશણ ગુજરી ગઇ. તેને અને તેના ધણીને સારી પ્રીતિ હતી. આ બનાવથી પ્રીતિની ક્ષણભંગુરતા નવલરામના મન ઉપર મ્હોટી ગઇ, અને તે અવસ્થામાં કવિતા લખી કહાડી અને તેની પ્રસ્તાવનામાં નવલરામ લખેછે કે "It is addressed to my wife with whom I lived but indifferently since sometime past"—અર્થાત્ એ કવિતા સ્વગૃહિણીને લખી છે અને એમાં હૃદય-વેધક સ્નેહ અને ઉપદેશ ઉછળે છે:

કરી કલેશને, પ્યારી, પરેજ, રહિયે આનંદે;
વિયોગ તો અંતે છેજ; વિયોગ છે અંતે.
કોડ આશા-ભરી આ નાર જુવાનીમાં-ચાલી;
નથી જાનું ગમ્યું, લાચાર ! કાળગતિ કાળી.
* * * * * *
નદી નાવનો છેજ સંજોગ, મુસાફર સઉ છઇયે;
છઇએ આપણે અવેં લોક, સગું કોને કહિયે ?
* * * * * *
જેવો ચપળાનો ચળકાર, તેવુંજ આવરદા;
શાને કીજે કલેશ ઉચાટ ? તે તો છેજ સદા;

> ભરૂસો ન ભવિષ્યનો, ભાઇ, ભૂત તો ભૂતજરે;
> વર્તમાન ખરો સુખદાયી ભાવે તું ભજરે;
> જે લ્હાવો લેવાય તે, લાલ, લેઇ લેની લટકે—
> ધસી આવે છે કડવો કાળ, પળ પણ નહી અટકે.

છેલી કડી ઉપર ટીકા લખેછે કેઃ—"How strange I am! I have turned an epicurian so late! Most persons are epicurian in their juveline days, and stoics or at least prudent in manhood. I was a perfect stoic at twenty. લોક ન્હાની ઉમરે વિલાસી હોયછે અને મ્હોટા થતાં ગંભીર થાય છે;—મ્હારે એથી ઉલટું થયું—વીસ વર્ષની વયે મ્હારૂં ચિત્ત પૂર્ણ વિરક્ત હતું—આજ વિલાસી થયું છે;" આ દિવસોમાં પ્રીતિની કેટલીક કવિતાના કડકા છે—અને જેમ કાળ જાયછે અને વર્ષઆખર આવેછે તેમ તેમ ઘડિયાળના લોલક પેઠે લોલ થએલું ચિત્ત ધીમે ધીમે સ્વસ્થ થવા પામે છે, અને થઇ ગયેલા ચિત્તના ઉછાળારૂપ ઇશ્વરચમત્કાર ઉપર વિચાર તેને ઠેકાણે ઉભરાય છે.

> પ્રીતિ દેવીને દેહરે અરે પૂજારી પાપી મનોજ,
> તે તો દેશે કયમ પૂજવા જેની જોડે જુધ રોજ? ૧
> હરિ! આ તે શું ત્હારા રાજ્યમાં અંધારાથી અંધેર?
> પ્રીતિ દેવીને મંદિરે પૂજારી પાપી પેડ; ૨
> તેથીજ હમેશાં નીચ એ ફાવી જાયછે જગમાંય,
> પ્રીતિ પૂજવાને કારણે ઉંચ જન એને વશ થાય. ૩

છેલી કડી નીચે ટીકા છે કે "ઘણા ઉંચા મનના માણસો વિષયમાં પડે છે તે કામને લીધે નહી; પણ પ્રીતિને લીધે." ૧૮૬૫–૬૬ માં આવાં "ઊંચાં મનવાળાં" પશુ દૃષ્ટિમર્યાદામાં ભમતાં હશે, પણ નવલનું મન એ રીતે નહી પણ જુદી રીતે ઉંચું હતું.

> ઊંચો ટેકી નવલ ભલો નીચો કદાપિ ન થાય,
> ઇશ્વર નીતિ ને ધર્મની નથિ ઉંક્ પણ નહી ગભરાય.

ટીકાઃ—"પણ હું અત્યાર સુધી ઉંચા મનનો, ટેકી, અને ભલો કહેવાતો આવ્યોછું અને એ ગુણને માટે આટલું અભિમાન રાખુછું, એવો

"જે હું તે શું કદી નીચ કામ કરીશ? નહી, કદી નહી કરનાર; અગર જે
"ઇશ્વિર એ કામમાં મદદ કરશે એમ હું માનતો નથી, અથવા જગતનો
"એવોજ ધર્મ છે કે મુવા પછી (બૌધ પ્રમાણે) પોતાના કર્મ પ્રમાણે સારી
"નઠારી ગતિ થશે એમ હું માનતો નથી, અથવા આ જગતમાંજ કંઇ ન-
"ઠારાં કામથી નુકશાન નિશ્ચય થાયછે એમ હું માનતો નથી, તોપણ હું એ
"નીચ કામ કરવાનો નહી. નવલ તો જાતિસ્વભાવથીજ શુદ્ધ રૂહેછે;

જા શંકર શત્રુ રે! કોપ તું! દુખ દે દુજથી જે દેવાય;
તાપે આપે રસ મીઠડો, આંબો આંબલી નવ થાય!

આ ઉગ્ર સ્વપ્નમાંથી મુક્ત થતાં થતાં ઘણો શ્રમ પડેછે, અને મા-
યાના જોર આગળ ઉપદેશકો ખોટા હોય એવી કલ્પના થાયછે. "નવલ"
એ બે વચ્ચે ખેંચાય છે;

રંગી નવલ, જ્ઞાની નવલ, નવલ પ્રીતમ તલ્લીન,
દરદી નવલ બેબાકુળો, નવલ ઉદાસીનશીન.
નામ રૂપાંતર બહુ હવાં, હવા બહુ ભવ આ ભવ માંહ;
હાર્યો હવે હું તો આળસ્યો, ચાહું અસલમાં નવલ સમાય!

ઘડીકમાં એક પાસ તણાઈ જાયછે.

"વેદાંતી વર્ણ્યા તમે તે છે ક્યાં રે આનંદ?
ક્યાં છે ગોળો તે તેજનો? જૂઠા જૂઠા રે ફંદ!
ફંદે ફસાવ્યો મને વાણિયે, વાલો વાણી વિલાસ"

એ તાણની પરાકાષ્ઠા આવે છે.

"વિષવલ્લી વેદાંત છે, સમજી રહેજો દૂર;
રહે દૂર પંડિત શબ્દના, વ્હારી ફુંકે ઝેર જરૂર."

એનું કારણ જણાય છે.

"નવલ પ્રીતમને દુઃખ છે, દુશ્મન પ્રેમ ને જ્ઞાન;
દુશ્મન દૈવ્ય અધીક કે હુંથી થાય ને એકની હાણ"

તાણ ઓછું થાયછે અને પુછવાને અવકાશ મળે છે કે:

"સચ્ચિદઆનંદ! આ શો રે અન્યા?
સાધુ જે સહજ શોધે
તેની પુઠળ તમે માયાને મ્હેલો,
જે રાજ મારગ રોધે."

તાણુ જતું રૂહેવા આવ્યું પણ થાક ઘણો લાગ્યો અને "દેવા-" ને કૂહેછે.

"હામ હવે નથિ ચાલતિ મ્હારી, કઠણ કસોટી ત્હારી !
આણું થઇ ગયુ આ ઉર મ્હારૂં છોલાઈ છોલાઈ દહાડી."

આત્મમંથનના આ યુદ્ધનો અંત આખરે આવેછે, લોલક સ્વસ્થ થઇ જાયછે, અને ચિત્ત જોવા પામેછે કે,

"માયાના મંડપ માંહે અસુર સુર, સાધુ કે કાં સંસારી;
નાચિ રહ્યા છે નાયિકા સાથે વેશ વિચિત્રજ ધારી.
જોવારે સરખો ખેલ મચ્યોછે, મિજલસ બાધી નાચે;
મિજલસ નાચે ને મંડપ નાચે, નાચે નિજાનંદ આજે.
જોનાર કો નથી, કહેનાર કો નથી, નાચે વિરાટરૂપ બાધું;
જ્ઞાન ધ્યાન કે ધર્મ તપસ્યા, નૃત્યજ છે એ સાધુ.
આ બ્રહ્મદર્શન જે હું કરૂંછું, તે પણ છે ભાઈ માયા;
માયા રે માયા, માયા રે માયા, માયામાં સર્વ સમાયા.
અવકાશ એ સઘળે વ્યાપક, છોડી છોડાય ન કદે;
દાસ નવલ નહિ દેખે રે દુજું, માયા વણુ કંઈ દષ્ટે."

નરસિંહ મ્હેતાનો "બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે" એ વેદાંત જેવો આ વેદાંત, કેટલાક માસના આટલા અનુભવકષ્ટથી આમ ઉત્પન્ન થઇ, આખર સુધી અખંડજ્યોત રહેલો જણાય છે. જાત-અનુભવ જેવું બોલતાં અને કવતાં શીખવે છે એવું કવિ થવાના અભિલાપથી નથી શીખાતું તેનું આ વખતની આ પ્રાસાદિક કવિતાઓ દૃષ્ટાંત છે. આ કડકાઓ જેવી સુંદર કવિતા નવલરામ બીજી વખતે લખી શક્યા નથી તેનું કારણ આ જ. સંસારના અનુભવ સર્વ ઉપર થોડા ઘણા પડે છે, પણ બુદ્ધિશાળી અને શુદ્ધ સદ્ગુણી અંતઃકરણ ઉપર પડેલા અનુભવના ઘા ઉત્તમ દશા ઉપજાવે છે એનું પણ આ એક દૃષ્ટાંત છે.

જે ગ્રંથકારોનાં અંતઃકરણ અને ચરિત્ર બેધડક ઉઘાડાં મુકી શકાય, જેમને કંઇ પણ કાદવ લાગ્યો હશે તો તે ધોઇ નાંખવા અને વધારે સ્વચ્છ રૂહેવા માટે તેમણે કરેલા મહા પ્રયાસની કીર્તિ ગાતાં અંતે વિજય જ વર્ણવવાનો છે, એવાઓની જીવનકથા સાધુકીર્તન જેવી છે અને તે લખવા વાંચવા પામનારને આનંદનું કારણ છે. આવાંજ કારણોથી નવલરામનું

પક્ષ કરે જે સંખિણી કેરો, તેનિ સ્ત્રિ સંખિણી હોજોરે;
વેચજો તેને વેસ્યા થઈ તે, સ્યામવદન મુઠ કરજોરે. જા જારે૦ ૪
ઉને પાણિયે આગ ન લાગે, અડકે તે આમથી દાઝેરે;
બંન્યોને મન અંતે દુસ્મન, જેને જોઈ ચિત લાજેરે. જા જારે૦ ૫

વસ૦—ભટ, મારૂ કરજો. હુંજ સ્હસ્હરો બેવકુફ કે મુકાવવા આવ્યો. આ ધોકો લઇને બઝોડો એને. "બુધે નાર પાધરી."

ભોળા૦—ના, મ્હારે મારવી નથી તો.

વસ૦—ઓ! તારે તમારી મરજી.

ભોળા૦—દેસ્હાઈ, મ્હારી મરજીમાં આવસ્હે તારે એને મારા, અને નહિં આવે ત્યારે નહિં મારા. એ મ્હારી બૈયરછે, તમારીતો નથી?

વસ૦—ના મ્હારા ભોગ નથી લાગ્યા તો.

શિવ૦—મ્હારા ફાકડા, મને લાકડી આપો તો પાછી.

વસ૦—ધણી ધણિયાણી વ્હડતાં હોય તેમાં જો હવે હું મુકાવવા જાઊંતો-મ્હારી માને હુંજ પરણું!! (જાય છે.)

ભોળા૦—શાબાસરે! મ્હારી ફાંકડી, રંગછે તને. જોઉં! આવ તો.

શિવ—મ્હારી કંમર બેવડી વાળી નાંખ્યા પછી કે!

ભોળા૦—એ એમજ હોય. હુંતો મજાક કરતો તો.

શિવ૦—હવેથી મજાક કરવી હોય તો તમારા વાંસાપર કરજો.

ભોળા૦—જા જા! ઘેલી. ઓરત તો મરદનું અરધું અંગ કેહેવાય છે. તેથી હું જ્યારે તને મારૂં, ત્યારે મ્હારા અડધા અંગનેજ મારૂં છું એમ સમજવું.

શિવ૦—પણ હવેથી તમારી પાસેનાજ અડધા અંગને મારજો.

ભોળા૦—ચલ ચલ, એમ ન કરીએ, મ્હારી મીઠડી.

શિવ૦—મીઠડી બીઠડી કહેતા નહિં. મીઠડી તો રાંડ ઢેયડીનું નામ હોય.

ભોળા૦—મૃગલોચની, ગજગામની, બહુ કામની, કહે તો કહું.

શિવ૦—મ્હારે એવાં એવાં નામ નથી જોઇતાં. બધા બોલાવતા હોય તેમ બોલાવો, બોલાવવી હોય તો.

ભોળા૦—ત્યારે આવો મ્હારાં શિવકેર બટાણી? એમ કે શિવકેર વહુ કહું?

શિવ૦—બળ્યાં મ્હોં, એમ કરીને મને હસાવો નહિં. હજી લાક-ડીના સપાટા મ્હારા વાંસાપર સાલેછ.

ભોળા૦—તે વાત સંભારેછ શું કામ? એતો મ્હારા શરીરમાં ભૂત ભરાયું તું તેનો વાંક. હવે હુંજ પસ્તાઊછું તો, મ્હારા સ્હમ જો હવે એ વાત ગનમાં રાખે તો.

શિવ૦—વારૂ આજ તો જવાદઊં છ, પણ ફરીથી.—

ભોળા૦—છટ! છટ! રસશાસ્ત્રમાં એમ કહ્યું છે કે થોડી ઘણી લડાઇથી તો પ્રેમ વત્તો વધેછે. મહીને પંદર દહાડે લુગડાંને ધોયાંથી જેમ તેનું આવરદા વધે છે, તેમ બૈરીને તો આંતરે આંતરે ધબોવ્યાથી ધણી ધણિયાણી વચ્ચે હેત વધતું જાયછે. ચાલ, હવે તેલ આપું?

શિવ૦—તેલ તો કહારનું લીધું. અમારા હાથ પગ કંઇ ભાગ્યા નથી તો, પણ ખાશો શું ડૈયાં! મ્હને મારવાની લાહેમાં આ રોટલા અભડાવ્યા.

ભોળા૦—પાણી છાંટીને ટીચકાવવા ગાંઠિયેં. ન્યાતમાં કુતરૂં ફરી જાયછે ત્યારે પાણી છાંટીને શુધ કરેછ કની? હું સ્હસ્હરો મ્હામણ્ કુતરાથી ગયો?

શિવ૦—પેલો દેસ્હાઇડો જોઇ ગયો તે નાતમાં વાત કરે ત્યારે?

ભોળા૦—તારે તો તને સુઝે તે કર, પણ વ્હેલી થા. ખાઇને ખેતરમાંથી ઘાસ વ્હાડી મુકયું છે તેના ભારા લઇ આવવા છે. ડોબાં બચારાં ભુખે મરેછ.

શિવ૦—વારૂ, દેસ્હાઇએ કી દહાડાની હા કહીછ. ખેતરેથી બળ્યું ઘાસ ઉચકાવી લાવોની. બચારાં ઢોર ભુખે મરેછ.

ભોળા૦—અરે પ્યારી, ત્હારા શુકનના ઉપર માથે મુકીને લાવુંછ.

શિવ૦—તમને ક્યાં તેનીએ લાજછે?

ભોળા૦—ગંડુડી, ઘરધંધાની લાજ શી?

## પ્રવેશ ૨ જો.

( સ્થળ શેઠ નથ્થુકાકાનો ઉતારો. )

ફમા૦—સાલે હજામ, મીઝે તો તેરી માયા બોત આગઇ.

હજામ—અરે શેઠતો ઘુવરો બન્યાછ.

કમા૦—જબ બજાનેકી બોત મઝા.

હજામ—બચ્ચા, આજે તું પણ જરા શેઠને બનાવવા લાગજે હો.

કમા૦—પણ સાલા, બનાનેમે તું બડા હોશિયાર હૈ.

હજામ—અરે આજે તો જો ક્યા મઝા થાયછે.

કમા૦—મેરીબી જીભપર બોલનો આકર ખડા રહેતા હૈ, મગર અદબસેં બોલા નહિ જાતા હૈ.

હજામ—પણ આજે તું ડરતો નહિ. મ્હેં અગાઉથીજ કહ્યુંછે કની, કે કાકા અમને ભાંગ પાસો તો હમે હાથથીજ ગયા જો.

કમા૦—તું તો બડા પક્કા હૈ. તેરી એકબડી ખુબી એ હૈ કે અંદબમેં રહેતાહૈ ઔર મઝે માફક કહેતા હૈ. તેરેપર શેઠ કોઈ દિનબી કશતો હોતાહી નહિ.

હજામ—એ તો બોલીને વાળતાં આવડવું જોઇએ.

(નથ્થુકાકા ઘણાં ઘરેણાં અને ન્હાની પોતડી પ્હેરી આવેછે.)

કમા૦—(ઉભો થઈ ઘણીજ અદબથી) નીચા રખીએ, મ્હેરબાન.

નથ્થુ૦—(હજામ તરફ જોઇને) એને તો ખુબ ચઢી જો.

હજામ—મને પણ આજે તો સાળી ખુબ ચઢીછે. તમને કાંઈ જણાયછે?

નથ્થુ૦—જરા નહિ.

હજામ—શેઠ, તમો તો ઉનાળામાં લીલાં પાણીનું રોજ સેવન કરતા હશો નો.

નથ્થુ૦—તારે બચ્ચા, મારે તો લગનને ડારે પીતી. આજે ચોથીવાર પરણુંછ ને ચોથીવાર ભાંગ પીધી.

કમા૦—સચ ! ! સચ ! અક્કલ હોંશીઆરીમેં હેંસી બરસે કોન શાદી કરે !

હજામ—શેઠ, આજે તો અમને તમે બનાવ્યા છે માટે હમે તમને બનાવીએ તેનો ગુસ્સો નહિ લગાડવો.

નથ્થુ૦—આજે બચ્ચા, સદર પરવાનગી. હોળીના ને લગનના ડારા બરાબર છે.

કમા૦—અચ્છા સાબ. ખુદા તુમેરી સફેદી સલામત રખે.

હજામ—એટલુંજ જોઇતું હતું. હવે જુઓ શેઠ, કયા મઝા ઉડાઉ છઉં.

**નથ્થુ૦**—(પોતાના શરીર તરફ જોઇ) સાલા હજામડા, તને પીઠી મેં-જાવતાં કંઈ આવડતી નથી. બરાબર રંગજ કહાં ચડ્યોછે ?

**હજામ**—કાકા, તમારી તો અક્કલ ગઇછે. નવી પાઘડીપર કસુંબો જેવો ચડે, તેવો જુના ચીંથરાપર ચડે કે ?

**નથ્થુ૦**—કેમ કેમ ? સાલા બહેક્યો કે ?

**હજામ**—બહેકી તો તમે રહ્યાછો આ અત્તરની સુગંધથી.

**નથ્થુ૦**—ના, ના ! ખરે ? અત્તરની સુગંધ લાગે એવીછે કે ? જુઠું કહે તો મ્હારા સમ.

**હજામ**—સુંગધ તો એટલી આવેછે કે, તેનો શું પણ તમે બહાર નીકળો તો, તમારા શરીરની આસપાસ હજારો ભમરા ગુંજાર કરી મુકે.

**નથ્થુ૦**—(ચમકીને) હજાર ભમરા ! તે તો સાલા મ્હારો કરડીને કુચો કરી નાંખે. એક ભમરાએ બેઠકમાં મને એક દહાડો લેડાવીને મારી નાખ્યોતો.

**હજામ**—વાણિયા કાકા, એટલામાં પોતિયાં કેમ કાઢવા માંડોછ ? ડરો નહિ, શેઠ ! હું મ્હારી મસાલ તમારા મ્હોડાપર ધરીશ કે ભમરા તાપથી નાસી જશે,

**નથ્થુ૦**—તારે મારાથી ચલાય કેમ ? પાસે દીવો હોય છે તોજ આંખે ઝાંપ વળેછને.

**હજામ**—બીજી તદબીર શોધી કહાડીસું. શેઠ તમારે ગભરાવું નહિ, તમારું કોઈ કામ અટક્યું રહેવાનું નથી.

**નથ્થુ૦**—વારુ, આરસી લાવ તો બચ્ચા.

**હજામ**—લ્યો શેઠ, આજે તમને એવા બનાવ્યાછ કે બે ઘડી સૌ તમારી તરફ જોઈ રહેસે.

**નથ્થુ૦**—બચ્ચા, આ પળિયાંતો કુંપી નાંખ્યા હત, તોજ ઠીક થાત. એતો નઠારૂં દેખાય છે.

**હજામ**—કાકા, સો બસેં હોય તો કુંપતાં પાર પણ આવે. પણ આ તો ખેતરનાં ખેતર છે.

**નથ્થુ૦**—સાલા, તારા હાડકાંજ આખાંછે તો.

**હજામ**—કાકા, ઘઉંમાંથી વીણામણ નીકળે, પણ વીણામણમાંથીજ ઘઉં કહાડવા તે કેમ થાય ?

**નથ્થુ૦**—અરે તેમ પણ મ્હારી પહેલી વારની કરતીતી જો.

**હજામ**—ત્યારે આવો, આ ચીપિયો, મ્હારે કહાં ના છે ? પણ તમારાથી ખમાસે ? કોઈ દહાડો ટુંપાવ્યુંછ ?

**નથ્થુ૦**—બાપ જનમમાં કદી નહિ, પણ લગનનો ડારો ધડી ધડીને આવવાનોછ-(હજામ ટુંપેછે) અરર ! ઊઊં ! લગાર સમાલીને ટુંપ.

**હજામ**—આટલામાં ઊઊં કરોછ તો આગળ ટકુ કેમ ચાલશે ? કહો તો નહિ ટુંપું.

**નથ્થુ૦**—ટુંપ ટુંપ. (દાંત પીસી સેઠ બોલતા તો નથી, પણ બે ચાર ચીમાળા લીધા એટલામાં બંને આંખમાંથી પાણી વહેવા માંડયાં).

**હજામ**—સેઠ, મમતે મુસલમાન ન થાઓ. આંખે ઝાંપ તો વળેછ ને પુરું ધબાયનમઃ કરવા બેઠાછ ? તમારી નજરમાં એમ હોય, કે જુવાન બૈરીના ઉંસી વરસના ધરડા ધણિયે આંધળા થવું, એમાંજ સુખ છે, તો હું પણ હા કહુંછું.

**નથ્થુ૦**—સાલા, હું તો પક્કા જુવાનને હઠાવું એવોછું. વારું, રાખ. નથી ટુંપવું (આંસુ લુછી નાખેછે.)

**હજામ**—સેઠ, કલફ લગાવો.

**નથ્થુ૦**—હા યાર. શાબાસ ! ત્હેં અક્કલ ઠીક બતાવી. કમાલખાં ! કમાલખાં ! (કોઈ જવાબ દેતું નથી.)

**હજામ**—કમાલખાં ! ! કમાલખાં ! !

**કમા૦**—મ્હેં આતા હું. હાથમેં ચલમ હૈ.

**નથ્થુ૦**—ચલમકુ જલાદે ! જલદીથી આઓ.

**કમા૦**—સેઠ, ઇતનીની દેર હૈ. ચલમકુ જલાકર દેખો મ્હે અભી આયા.

**નથ્થુ૦**—હમણા કે હમણા તુમ આઓ. બહુ જરૂરકા કામ હૈ. યાદ રખો જો વાર લગીતો. (કમાલખાં આવે છે.)

**કમા૦**—સેઠ, તુમેરી નોકરી તો બોત સકત ! કયા હુકમ ?

**નથ્થુ૦**—કમાલ, તેરી પાસ—પેલું-પેલું-હજામ તે ક્હેતો ?

**હજામ**—કુલફ, બાલ રંગનેકા.

કમાલ૦—મેરીપાસ કુલફ કૈસા ? ઓતો કબરસ્તાનકે મુસાફરકી પાસ હોવે.

નથ્થુ૦—હેં ! અલ્યા, કબરસ્તાનના મુસાફર તે કયા ?

કમા૦—જેસા હિંદુસ્તાન, અરબસ્તાન, તુર્કસ્તાન; તેસા કબરસ્તાનભી બડા મુલુક હૈ. હુંવાં તુમેરે જેસે બડે બડે લોક જાતે હૈ.

નથ્થુ૦—વાવા ! ત્યારેતો તું કોઈ ઐસા મુસાફરકી પાસ આણદે.

કમા૦—ક્યા સાબ, આપને કુલફ લગાનેકી મરજી હૈ.

નથ્થુ૦—હાંહાં, મીયાં સાહેબ તું બડા અચ્છા નોકર હૈ. તુમ બોત સમજુ માણસ.

કમા૦—મ્હે સમજા. કુલફકી જરૂરતો તુમકુ સહી.

નથ્થુ૦—અરે ભાઈ, બહી જરૂર. એતની મેહેરબાનીતો કરવી પડેગી.

કમાલ૦—શેહેરમેં જો કલા હોત, તો મ્હેં ક્યાંસે બી લા દેતાથા.

નથ્થુ૦—વારૂ, તને કરનેકી રીત માલમ હૈં ?

કમા૦—અમકું ક્યા માલમ ?

હજામ—નથી માલુમતો ચાલ્યું, કાકા, વાળ કાળા કરવા સાથેજ તમારે કામ છેકની ?

નથ્થુ૦—હાજતો. આપણે ગોળ ખાવા સાથે કામ. હજામતો કોઈ કોઈ બડા હોંશિયાર હોયછે. તને કાંઈ માલમ હોયતો કહેની ભાઈ.

હજામ—સેઠ, તમારાથી થાય નહિતો.

નથ્થુ૦—નહિ કેમ થાય ? વા ! કામ મારેછે કે તારે ?

હજામ—ઉંહ ! ઉંહ ! કહેવાય એવું નથીતો.

નથ્થુ૦—કહે, કહે—મને રીસ નથી મારા સમ કહે.

હજામ—લો સમ નહીં ખાઓ. મ્હેં એક વાર બકાલચંદ સેઠ પાસે કરાવ્યુંતું તો ખરૂં, કોઇએ જાણ્યું નહિ કે શો ખેલ કીધો છે.

નથ્થુ૦—ત્યારે કહેની, કહેની, કહેની.

હજામ—સેઠ, જવાદો કોઈ જાણશે તો ગાંડામાં ખપીશું.

નથ્થુ૦—જા, જા. કોણ જાણવા બેઠું છે.

હજામ—પણ સેઠ આપણે એ વગર શું બેસી રહ્યાછ.

નથ્થુ૦ વા, મારા સમને પણ નથી ગાંઠતો કે ?

હજામ—લો ત્યારે કહુંછું. શાહી ચોપડી કે કામ સટલ, હીંમતછે ?

**કમા૦**—( ખડ ખડ હસી પડેછે. )

**હજામ**—ગધેડાની પેઠે દાંત શું કહાડેછ? કહેવત છે કે—દેખાડિયે, પણ દાંત ન દેખાડિયે. નાશ કુલકાથી તે શું વધારે થવાનું હતું? જહાં ત્હાં વાળ કાળા કરવા.

**નથ્થુ૦**—પણ શાહીથી કુલકાના જેવા ચળકતા નહિ થાય તો.

**હજામ**—તેનો ઉપાય બતાવુંછની. માંહે જરા દીવેલ નાંખવું. પછી જુઓ તમાસો; તમારા કુલક્ને ટક્કર મારે. ( કમાલખાં તરફ આંખ કરછે.)

**કમા૦**—નહિ સાહેબ, એબી અચ્છી કહેતા હૈ.

**નથ્થુ૦**—ત્યારે લાવતો પેલી દવાત ને પેલું કોડિયું.

**કમા૦**—હાંજી શેઠસાહેબ, મેં લાતાહું. ( લાવે છે. ) ( નથ્થુ કાકા શાહી ચોપડવા માંડે છે. )

**હજામ**—શેઠ, તમારા સ્હરહરા આવેછે. આપણી કન્યા પણ જોડેછે.

**નથ્થુ૦**—આ સાલી શાહીતો સુકાઇ નહિ ને હું સ્હું કરું?

**કમા૦**—અબી તો મ્હેરા શામ કરકર ફિરતેકાહી વખત હાથસે આપ લાયાહે.

**નથ્થુ૦**—સાલા બાંડિયા, તું મજાક કરતાહે તે હું સમજતાહું. પણ પ- નવામાં સાલા લાજ છે કે? કુચ કસબણુ બસબણુતો મ્હેં નહિ રાખી હે.

**કમા૦**—રખો તો આપકા ઉદૂં ઓર જુવાંમર્દીસે ઓ ગુલતાનહી હોજાવે.

**હજામ**—કાકા, તમારા સ્હરહરા ઓટલે ચઢ્યા હો !

**નથ્થુ૦**—અલ્યા હવે સ્હું કરીએ? આપણો કિસબ પકડાઇ જસે તો ફજેતી થસે !

**હજામ**—જાઓ, જાઓ. ઘરમાં જઇને મ્હોં ધોઇ આવો કાકા. ( નથ્થુ- કાકા જાયછે.) ખરેખરો અનાડી છે!

( ઝુમખાશાહ અને ચંદા આવેછે. )

**કમા૦**—આઓ, સેઠજી, બેઠો.

**હજામ**—કેમ ઝુમખાશાહ સારા તો છો? તમને આવતાં વાર લાગી તેથી બહુ ફકર થતી હતી.

**ઝુમ૦**—ભાઇ સાહેબ, વાટમાં શોડીનું શરીર ભરૂચ આગળ બગડી આવ્યું તેથી થોડાશેક દહાડા ભાંજવા પડ્યા.

**હજામ**—તમારે ભરોંસે બે દહાડા થયા અમારા સેઠ હિંયા આવીને પડ્યા છે.

**ઝુમ૦**—કોઇને આ બ્હેવાની જાણબાણતો નથી કીધીને ?

**હજામ**—જાણ કરવી હોય ત્યારે સુરત મહેલીને આ જંગલ સરખા ગામડામાં આવીએ સું કામ ?

**ઝુમ૦**—બેશ બેશ. તમે શુરતી કોંય કાચા નહિતો.

**હજામ**—સુરતમાં હોત તો તમારી છોકરી લ્હાવો લેત. સેઠ શું મઝેનો વરઘોડો કહાડત જો.

**ઝુમ૦**—એવા ઢોંગ શા ? શુરતમાં ટોંગજ ભારે તો, મારા સાહેબ. આવા મોટા બીજ વરને શોભે પણ ખરો ?

**હજામ**—અમારા શેઠ નો બીજવર નથી, પણ ચોથ વર છે. પણ તેની કંઇ ફકર નહિતો. અમારે હિંયાં નો મોટા ઘરડા ખ્રરડા ડોસા બની ઠનીને આમ આંખ અંજાવીને ધામધુમથી પણવા જાય.

**ઝુમ૦**—હોય, દેશાચાલ છે.

**હજામ**—એ ઉપર મ્હારું એક ગીત સાંભળો.

ધન ધનરે દાદાજીનો ઘોડલો. ટેક.

ચાર લાખ ચરૂ જળ ઉકળે, અલબેલો કરે અંગોળ;
ઓગરેલ માણી સુળસેહ ને, આણી કસ્તુરિ કળશી સોળ;
અંગે આભર અતિશય ઓપતાં, જાણે ઉગિ રહ્યો ઉદ્યોત;
પ્હેર્યો લપ્પો સુનેરી સાત લાખનો, સેઠના પટકાના પચીશક્રોડ;
રે ચીરા વગર કેમ ચાલશે, છ્યાવરને ઉર આનંદ;
કાને કડક મોતી મહા મૂલનાં, જાણે મોર ઇંડાં પરચંડ;
કડાં સાકળાં કર મણ સાતનાં, વેડ દશ દશ આંગળિ માંય;
કોટે કંઠી તણા તો ઝુમરા, બાપડે બુઢે કેમ ઉચલાય;
પાકાં પાંસઠ પાનનાં બીડલાં, બબ્બે ગાલ નિચે દાબી દીધ;
પછે નજર લાગે કો નારની, માટે મેસનાં ટપકાં કીધ;
નથી જાંનરણીનિ કંઇ ન્યૂનતા, નહિ જોઇયે કોઇનો પાડ;
પુત્રી પૌત્રીને પર પૌત્રિયો, મણિ ગાડી ભરાઇ સાડ;
હોય આનંદ ઘરનાંને ઘણો, આતો દાદાજીનો વિવાહ;

ઉમંગનું શું પછિ પૂછવું, ગીત ઉપર ગીત ગવાય;
પાકી વયના છયાવર શોભતા, પાકી વયનો ઘોડો પણ ઠીક;
અને પ્હોંચે સલામત માંડવે, તરણ શાજનને મન બ્હીક;
કોઇ મૂરખ તો નથિ માનતા, કહેછે એ વરઘોડો ન્હોય;
એ તો વાજતે ગાજતે જાયછે, સામે પગલે જ્ઞાની કોય.

## પ્રવેશ ૩ જો.

### ( સ્થળ—નથ્થુકાકાનો ઉતારો. )

**નથ્થુ૦**—ઝુમખાશાહ, (ચંદા તરફ જોઇને) તમને જોઇને એમે ઘણા આણંદ પામ્યા.

**ઝુમ૦**—અમારા ધન ભાએગ કે તમ શરખા જમાઇ મળ્યા. શારા આણશની શગાઇ ક્યાં શે? ઝઇ તો આજછે ને કાલ નથી. મ્હેં તો શાહેબ તમારુ નોમ શોભળ્યું ત્યારનો શોડી આલવાનો વચાર કીધો.

**નથ્થુ૦**—(જરા નીચું જોઇને) લગાર, ઝુમખાશાહ, તમારી છોકરીનું મ્હોં બતાવો તો.

**ઝુમ૦**—વ્રાવા, શેઠ, આટલો બધો અમ્હારો અણવિશ્વાસ? લ્યો! જુઓ! બીન, ઘુંઘટો કહાડી નાંખ્ય.

**નથ્થુ૦**—કમાલખાં, ગોખલેમેંસે ચસ્મા લાવ નો.

**હજામ**—કાકાસાહેબ, હુંજ લાવુછું. મોતી પરખવાંછ કે?

### ( હજામ અને કમાલખાં આવેછે. )

**નથ્થુ૦**—લાવ બચ્ચા, લાવ. (ચસ્મા ઘાલેછે અને ચંદા તરફ વાંકા ઘણા વળીને જુએછે.) વા! શું રૂપાળી કણ્યાછે!

**હજામ**—પેલે જનમ પુન કર્યા હશે ત્યારે આવું રૂપ અને તમારા સરખો સ્વામી પામીછે.

**નથ્થુ૦**—વા! અલ્યા જોતો ખરો! જોતો ખરો!

**હજામ**—એમાં મને કહેવુંજ નહિ પડે, શેઠ.

**નથ્થુ૦**—એનુ રૂપાળ તો જાણે પુનેમનો ચંદરમા.

**કમા૦**—શેઠ, બનિયે લોકમેં ઓરતકુ મા કહેનેકા દસ્તુર હૈ?

**હજામ**—ચંદરમા તો એવા કે આખા જગતને શીતળ કરી ચો-ખૂંટ ધરતીમાં તમારા નામનો ચદરવો બાંધશે.

**નથ્થુ૦**—મ્હેં તો એમ કહેતોહું કે ચાંદ જેવી છે, બાંડિયા.

**કમા૦**—સચ, સચ, સેઠ રાહુ સામનેહી ખડાહૈ.

**નથ્થુ૦**—સાલા, રાહુ કોને કહેછ ?

**હજામ**—ધગડા, રાહુની શી ચંતા છે?

**નથ્થુ૦**—(ચંદા તરફ જોઈને) એની આંખ કેવી મરઘાં જેવીછે! વા! વા!

**હજામ**—મરઘાં જેવી! મરઘા જેવી હોય, તોતો નઠારી.

**નથ્થુ૦**—હા બચ્ચા, હા મરઘાં જેવી, તમે નીચ વરણ શું સમજો? આંખ તે મરઘા જેવીજ કહેવાય, તેં કોઈ દહાડો ભજનમાં મરઘાનેણી. એવું નથી સાંભળ્યું ?

**હજામ**—અરે કાકા, આ! તેતો મરૃગાનેણી!–એટલે હરણીના જેવી.

**નથ્થુ૦**—હરણી તો. કંઈ સારી નહિ. શીંગડાં મારે સારે ?

**હજામ**—હરણીને વળી શીંગડાં હોય એવું તમને કયા કવિયે શીખવ્યું?

**નથ્થુ૦**—નહિ હોય સારે તો સારું. પણ વાત ન કરાવ, મારી આં-ખને સ્વર્ગનું સુખ આપવાદે.

**હજામ**—સ્વર્ગના સીપાઈઓ રોજ દરવાજા તો તમારા કોણી ભાંગે છે, જાઓની તેની સાથે.

**નથ્થુ૦**—એનો ચોટલો તો જાણે કાળી નાગની ફેણ.

**કમા૦**—સમાલીઓ સેઠ. નાગ રખનેકા કામકુચ તુમ બનિયે લો-કકા નહિ હૈ.

**હજામ**—જા સાલા, મંતર મને આવડેછ નો.

**નથ્થુ૦**—એના ગાલ ઉપર લાલી કેટલી છે. ? ચોહટી ખણી હોય તો લોહી નીકળે.

**હજામ**—જુઓ જાઓ, કાકા, અમે એવા અનાડી છઈએ ? "મુ-ળામાં તે મીઠું ને કેળામાં તે ખાંડ."

**નથ્થુ૦**—ખરે, ગાલ તો જાણે ગાજરજ તો.

**હજામ**—એ તે બરાબર. ગાજર ગળ્યાં, ને સોંઘાં.

**નથ્થુ૦**—એની ગર્દન તો તાબુતમાં પરી હોયછ તેવીજ છે.

**કમા૦**—ઉસકી માફક થોડે દીનમેં ચોતરફ ફિરને લગેગી.

**નથ્થુ૦**—હોઠ તો જાણે હરમાનદુલાની આચકા ચોપડી હોયની તેવાછે.

**હજામ**—હરમાનના મ્હોંમાં લાડુ, ને છોકરાં આપે ગાડું.

**કમા૦**—કુંઆરા કડક દેવકા ક્ષતબાર મત રખિયો.

**હજામ**—અસ્ત્રીના હોઠ તો અમૃતની કુપ્પી કહેવાય છે.

**નથ્થુ૦**—હેં ! હેં ! બચ્ચા, એમકે ! અમૃત હોય તો તો હું ગંગા નહાયો. પછી સાલા વૈદ લોકો દમને સારુ પૈસાના કાંકરા કરાવેછ તેમ નહિ કરવું પડે.

**હજામ**—વૈદ લોક દમ કહાડે એવા તો ખરા. (હાથ લાંબો કરતાં શેઠના ચસ્મા પડી જાયછે.)

**નથ્થુ૦**—કમબખત હજામડા, મારા ચસ્મા ભાગ્યા. સાલાએ બે રૂપીઆનું જાન કરાવ્યું ને હું એ વિના અટકી બેઠો. હવે કરીશ શું? સાલા, તારી હજામતમાંથી કાપી લઇશ એની કિંમત. યાદ રાખજે, હું છોડવાનો નથી.

**હજામ**—(ચસ્મા ઉપાડેછે) કાકા, તમારૂં ભાગ્ય જબરૂં છે તો, ભાગ્યાં નથી, તમે ચસ્માને છોડો, પણ તે તમને છોડે એમ કહાં છે?

**નથ્થુ૦**—(પાછાં ઘાલેછે.) આવ, મારા ચસ્મા, હું તો તને જીવની પડે જાળવુંછું.

**હજામ**—તમારો જીવ ને ચસ્મા બંને જાળવવા જેવાંજ છે એક ટકોરો વાગે તો ફુટતાં વાર લાગે નહિ.

**નથ્થુ૦**—એના હાથ તો જાણે ગુલાબનાં પાંતરાં.

**હજામ**—એ પકડ્યાથી તમને કાટા વાગવાના છે તેમાં કે?

**નથ્થુ૦**—એનું નાક તો તેગની ધારજ છે.

**હજામ**—થોડે દહાડે તરવારની ધાર જેવું થશે. તારે વેગળા રહેજો. તમારૂ નાક જો અડકશે, તો ચપ ચીભડાની પડે કપાઇ જશે.

**નથ્થુ૦**—હુ તો હરખ઼ ઘેલો થયોછું. મને તો આણંદથી નાચવાનું મન થાયછે. (નાચેછે)

**હજામ**—ટબલા બાંધો, કાકા પરણ્યા પછી તો તેમ કરવું છે.

**કમા૦**—શેઠ, હુમેરી કયા તકશીર? તુમેરા પાકો દુખેગા ઓર મેં એકિલા તે કિતની ચંપી કરુગા?

**હજામ**—સાળા, મુક્કિયો મારજેની. હું તો શરીર એમજ ચાંપું.

નથ્થુ૦—બાવડી ચસકી, વચમાં બકબક ન કર. એનું શરીર તો ચાંપાના છોડ જેવુંછે.

હજામ—બરાબર, કેમકે તેના પણ નશીબમાં ભમરનું સુખ નહિ લખેલું.

નથ્થુ૦—એનું મ્હોં તો ગોળ લાડવોજ.

હજામ—તારે બ્રાહ્મણને બહુ ભાવશે.

નથ્થુ૦—અરે! જુવાની તો વાડીની પઠે ખીલી રહીછે!

કમા૦—માલીકુ શિરપાવ દો. (ચંદા કહારની ગભરાતી હતી તેની આંખમાં પાણી ભરાઇ આવેછે.)

ઝુમ૦—બીન, બીન, ગાંડી ન થા. (સ્હીડવાઇને) નથુશા, આ તમારા ઘરનો ઢંગ શો? આ નીચ જાત તરકડાને અને ગાયઝાને માથે શિદ ચ્હડાવી મ્હેલ્યાછે. હું કાંય મારી શોડીને ઠેકડી કરાવવા હિંયા નથી લાવ્યો.

હજામ—ઠેકડી નહિ ઠઠ્ઠો.

કમા૦—મ્હોં સમાલકર બોલ બે બકાલ! હમકું નહિ પીછાનતા હે? તેરા સીર તોડ ડાલુંગા.

નથ્થુ૦—કમાલિયા! કમાલિયા! મત બોલ.

ઝુમ૦—પીંજારડાને મીજાજ કેટલો છ!

કમા૦—તેરા બાવા પીંજારા.

નથ્થુ૦—અરે! હં! હં!

ઝુમ૦—પીંજારડા, મને શુરતી દીઠો કે? રોંડના તારૂં માથુંજ ભાંજી નાખ્યો જો. ઓળખે છે મને.

કમા૦—જા. જા. સાલે, હીંગ તોલ, હીંગ તોલ.

નથ્થુ૦—(સ્હીડીને) કમાલિયા? મરવાનો થયોછ કે?

હજામ—કાકા, તમે પાછું તમારૂં કામ ચલાવો એટલે બધા ચૂપ રહેશે.

નથ્થુ૦—રંગમાં ભંગ કરી નાખ્યો (પાછો ચંદા સામું જોવા લાગેછે.) ઝુમખાખાશાહ, એના રૂપમાં તો કંઇ કસર નથી.

કમા૦—(મનમાં) સાલે હીંગ તોલું અમ સિપાઇ બચ્ચેકું ગાલી બોલતા હે, જનમમેં કિસીકી ગાલી મ્હેને નહિ સુની હૈ.

ઝુમ૦—મારે મ્હોંડે શેઠ, વખાણ કરૂં તે શોભે નહિ, બાકી એવી ફુટડી શોડી અમારા આખા ગોમમાં બીજી કોય નથી.

**હજામ**—ખરી કહોછો. અમારા આવા સુરતમાં કોઇ રામજણીનું પણ એવું રૂપ મ્હેં દીઠું નથી તો.

**નથ્થુ૦**—ઝુમખાશા, રૂપમાં કંઈ કસર નથી. લખ્યા કરતાં બેચંદા સરસ છે. એની કોટ કેવી છે! પાણી પીએ તો તે પણ દેખાય.

**ઝુમ૦**—એતો શેઠ તમે ભૂલ્યા. તમારા શુરતી જેવા અમારા છોરૂ પોંગળાં નહિતો. એતો ધાખડધીંગા.

**નથ્થુ૦**—અરે ઝુમખાંશાહ, હુંતો વખાણુ કરૂંછું. અમારે ત્યાં કોઈ બૈરી ઘણી રૂપાળી હોય, ત્હારે તેને એમ કહેછે.

**કમા૦**—સેઠ, એક મ્હેરી બાત સુન લો.

**ઝુમ૦**—હુંઅ! વખાણુ કરોછો ત્યારે તો ઠીક. પાણી પીએ ત્યારે પણ દેખાય છે, એ વાતતો ખરીછે.

**કમા૦**—સેઠ, તુમ મેરી એક બાત સુનો. ક્યા દીવાના હોકર એ રંડીકી તારીફ.—

**નથ્થુ૦**—કમ્બખત! એને કંઇ કહેશે, તો તો હું કહાડીજ મુકીશ ને ચઢેલો પગારે નહિ આપું.

**કમા૦**–સુનોતોસહી મેરી બાત. એ ગુજરાતી બડા ચોર હૈં. તુમકું એ કમજાત ફિરેબ દેકર ફુસલાતા હૈં, ઓ લડકી તો મુંગી હૈ.

**નથ્થુ૦**—હેં!!!

**ઝુમ૦**—અરેરે! કહી દીધું કે!

**કમા૦**—મ્હેં એ કમબખત કાફરકે મકાનપર ગયાથા, એ બખત ઇસકી સાથ ગાડીવાળા આયાથા ઇને અમકું કહા, કે એ લડકી બોલ નહિ સક્તી હૈ. મ્હેંને તઝવીઝ બોત કી આખર માલુમ પડા કે એ બાત સચહૈં. ફિર સાલેકી પાસ મ્હેં ગયા, ઓર પીછું બોલા કે તુમ ઐસેં દગા કરતેહો. એ બખત એ કમજાત બોલા કે "મિયાં શાહેબ, બોલશોમાં, બોલશોમાં, તમારો ગણ અમે નહિ વેસરિયે". એસા બોલકર અમકુ પચીસ રૂપે દીએ.

**હજામ**—કેમરે ભાયા! આ વાત ખરી કે?

**નથ્થુ૦**—હેં! આ સું? એ બોલશે તોજ એની સાથે હું પહણીસ; નિકર એને નાંખો ઝાનમમાં!

**ઝુમ૦**—ભાઈ સાહેબ, હું જૂઠું નથી બોલતો એ શોડી જનમનીતા

મુંગી નથી જો. મ્હારી આંખ્યોના સમ ! અંબાજીના સમ ! જો હું અશત બોલતો હોઉંતો.

નથ્થુ૦—જોઈ કહાં બોલેછ ? બોલાવોની.

ઝુમ૦—શેઠ, જરા શૉસતા પડો, હું કહુંશું તે તો કોંય શાંભલો, જનમની મુંગી નથી. હું ગોમ મ્હેલીને નેશર્યો, ત્યારની શોડી કુણ જાણે શું થયું બોલતી નથી. શેઠ, હું શોડી લઇને પાછો જાયો તેમાં તમારીને મારી બેઉની હાંશી થાશે. શોંસતા પડો. ધંતર મંતર કોંય કરીશું એટલે પરણ્યા પછે બે દનમાં શાજી થાશે.

---

## અંક ૨ જો.

### પ્રવેશ ૧ લો.

( સ્થળ ભોળાભટનું આંગણું. )

શિવ૦—(વાંસાપર સોળ પડ્યાછે તે વાંકી વળીને જોતાં જોતાં તથા હાથ પંપાળતાં પંપાળતાં) મુઓ એ ધણી ને બળ્યું એ સંસારમાં રહેવું ! (દાંત પીસીને) મને એવું થાય છે કે એ પીટ્યાનીજ કાંઈ વેતરણ કરૂં ?

( હારયો અને કમાલખાં આવે છે. )

હરિ૦—અલ્યા કમાલ, હવે શું કરિયે ? વૈદનું નામજ આપણે ભૂલી ગયા ને.

કમા૦—સેઠ બોત કહા હોયગા, અપની નોકરી જાનેકા બખત આયાહૈ. તુંભી કેસા બેવકુફ કે નામભી ભૂલ ગયા.

હરિ૦—ત્યારે તું કેમ ભૂલી ગયો ? યાદ રાખિયેની.

કમા૦—બંમનકા બડા અટપટા નામ અમકું ક્યા યાદ રહેવે ?

હરિ૦—હવે કરવું સું ?

કમાલ૦—અભી પીછા સુરતકા રસ્તા પકડના.

હરિ૦—પેલી બૈરીને તદબીરથી પૂછી લેની.

કમા૦—(શિવકોર તરફ ધાંટો પાડી) એય ! તુમકું માલુમહૈ બૈદ— ઉસકા નામ ક્યા તો—ઓ—ઓ બૈદ કિદર રહેતાહૈ'

શિવ૦—(મનમાં) એની કાંઈ વેતરણ તો કરવી ખરી.

હરિ૦—મુંગાં ને બોલતાં કરે એવો અહીં કોઈ વૈદ રહેતો નથી ?

બૈરી, ઓ બૈરી.

શિવ૦—લંબછભા, તને તો એવા વૈદનો ખપ પડે એવું મને લાગતું નથી.

હરિ૦—બાઇ, તું જાણેછે કે અમે મજાક કરિયેછ, પણ એમ નથી, અમારી સેઠાણી મુંગી થઇ ગઇછે તેથી સેઠે અમને વૈદને તેડવા મોકલ્યાછે, પણ તેનું ભોગજોગે અમે નામ ભૂલી ગયા, અને હવે જો અમે તેને તેડ્યા વગર પાછા જઇયેછ, તો અમને પાણિચું મળે એવુંછે.

શિવ૦—હાં, એક એવો વૈદ રહેછે પણ તે તારી સો સેઠાણી મરતી હોય પણ આવે એવો નથી.

હરિ૦—એજ, એનું ઘર બતાવોની. તેડી જવો તો અમારા હાથમાંછે. નહિ આવે તો ટીંગાટોળી કરીને લઈ જઇશું.

શિવ૦—(મનમાં) મારા હૈયાના હારની ખબર લેવડાવાની મ્હાદેવે મને ઠીક બુદ્ધિ સુઝાડી. (ચાકરોને) જો તમે એને તેડી જાઓ, તો એ તમારી સ્હેઠાણીનો રોગ તો બોલતાં બોલતાં કહાડી નાંખે. વૈદકના કામમાં તો એની જોડી નથી, અને તેમાં મુંગાંને બોલતાં કરવાની માત્રા તો એના બાપનીજ.

કમા૦—મહેરબાની કર કર ઇસકા મકાન બતાઓ.

શિવ૦—તમારો પિતંદર આવે તો સ્હુ થિયું? એ ઘરમાંથી બારણે નિકળે એવો નથી, પણ તમે જો ઘડી એક હાં ફર્યા કરશો, તો તમને મળશે, કેમકે કોઇ કોઇ વખત એ ઘાસના ભારા લેવા ખેતરે જાયછે.

હરિ૦—વૈદ તે ઘાસના ભારા લાવે!

કમા૦—ઓ તો દવાકી જડીબુટ્ટી હોયગી.

શિવ૦—ના, ના, એ તો કંઇ નવી તરેહનું મનખ રે ભાઇ.

કમા૦—લક્ષમી કે સીર કુચખી એબતો હોવે.

શિવ૦—અરે! એતો એવોછે, કે તમે તેને મારશો ત્યાં લગી, એમ નહિ કહે કે હું વૈદછું; અને વળી હું અગાઉથી કહુંછું કે દશવીશ ઝપાટા ન્હોડી કહાડશો ત્યાં લગી, એ નાની નાજ કળા કરવાનો. એનો ખપ પડેછે ત્યારે અમારે સઘળાને એમ કરવું પડેછે.

હરિ૦—એ ઘણી હસવા જેવી વાત છે.

શિવ૦—એ ઘણી હસવા જેવી–અને આવા મ્હોટા મતખને વળી એવી ગાંડાઇ શી. ?

કમા૦—હકીમકા કામ બરાબર આતાહૈ?

શિવ૦—આતાહે! એની જોડી તો લાવો. છ મહિના ઉપર એક બૈરીની સઘળા વૈદોએ આશા છોડીતી, અને ખરેખર એને બોલાવ્યો ત્યારે તો તે ચોક્કે મુએલીજ પડી હતી. પણ એણે તો જતાં વારનેજ, કંઇ પાનતરાં જોડે લાવ્યો હતો તેને વાટીને પાંચદશ ટીપાં તેના મ્હોંમાં મૂક્યાં, અને તે ટીપાં તેના ગળામાં ઉતર્યા નહિ. એટલામાં તો તે બૈરી ચોકથી ઉઠીને ફરવા લાગી.

કમા૦—અજબ!

શિવ૦—અરે! આ પંદર દહાડાપર એક પોર્યો માળાપરથી પડી ગયેલ તો તેનાં હાથપગ, ને માથુ, એ સઘળું ભાગીને લોહીશોહાણ થઇ ગયુંતું. પણ આપણા વૈદની જરા પૂજા કરીને ત્યાં તેડી ગયા એણે કંઇ એવું તેલ તેને શરીરે ચોળાવ્યું, કે દેખદેખતાં તે છોકરો ઉઠીને રમવા દોડી ગયો.

હરિ૦—ઓ! નવાઇ! નવાઇ!

કમા૦—શોભાન અલ્લા! બડા અજબ ઇસમી!

હરિ૦—પણ મુંગાંને સારા કરેછે?

શિવ૦—મુંગાંના રહા ભારછે? અમારા ગામના જોશીની વહુ જન્મની મુંગી હતી, તેની જીભ ઉપર એણે કંઇ એવો લેપ ચોપડાવ્યો, કે જોશી બાર રાસી ગણે તો તે બાવી ગણે એવી થઇ છે.

હરિ૦—એજ વૈદને તેડવા મોકલ્યા હસે.

શિવ૦—હું કહુંછું તે વૈદ તો઼ ઓ પેલો આવે.

કમા૦—ક્હાં? ઓ!

શિવ૦—એજ. એ આપણને જોઇને ભરાઇ જાય છે.

કમા૦—ચલયે, હરિયા, ઝપટશે, અબી બાત કરનેકા બખત નહિ હૈ. બાઈ, તુમને બોત મ્હેરબાની કીઇ.

શિવ૦—જાઓ. પણ જોજો હો! મારતાં આલસ નહિ કરતા. મહાદેવ કરશે તો તમારું કામ પાર પડશે. (મનમાં) મારુંતો પાર પડશેજ.

હરિ૦—અમે એ વાતમાં કસર કરીએ એવા નથી તો.

---

## પ્રવેશ ૨ જો.

### ( સ્થળ—ગામનું ગોંદરૂં. )

ભોળા—(મનમાં ) ઓ ! ધગડું ક્યાંથી આવ્યું ? કાંઇ નહિ. હમણાં મિળાવી લઇએછ. (મોટેથી) અહિ ! મિયાં સાહેબ ! તબીયત અચ્છી હૈ.

કમા૦—મહારાજ, આપકા ગુલામ અચ્છા હૈં.

ભોળા૦—તારે, મિયાં સાહેબ, અમે તમારા ગુલામ.

કમા૦—હમેરા બડા નશીબ કે આપકી મુલાકાત હુઇ.

ભોળા૦—નહિરે, મિયાં સાહેબ, અમારા નસીબ. (મનમાં) પૂરા ભોગ ! ભારા છીનવી લઇ જવાનો. કોઇ સ્હસ્હરાની સ્હવારી બબારીની મ્હોંકણ પડી હોસ્હે.

કમા૦—મહારાજ, અમપર મહેરબાની કરનેકા કામ આપકે હાથમાં હૈં. મહારાજ, તુમેરી પાસ એક કામમેં મદદ મંગનેકુ અમ આયે હૈં.

ભોળા૦—અચ્છા ચિલમ ચહીતીહૈં.? બના દેતાહું, મેરા ફક્કડ દોસ્ત. જેસ્હી એ દીન બનાઇથી તૈસ્હી. (મનમાં) આ ધગડું તો કંઇ નથી ત-રેહતું દેખું રે ! આમના સુરજ આમ ઉગે, પણ જંગલું કે તરકડું નરમા-સથી બોલે નહિ.

કમા૦—મહારાજ, ગરીબકું ઉડાનેકી બાત ?

હરિ૦—તમારા સરખા માણસને અમે શોધતા આવિયે એમાં કંઇ નવાઇ જેવું નથી. તમારા જેવા માણસ કંઇ ઢાંક્યા રહેછ ?

ભોળા૦—(મનમાં) ઓહો ! કમેરીને સીધાં પાણી જોઇતાં દેખુ ! ભોળાભટ પાસેજ ? દહાડો વળ્યો. (કમાલખાંને) અરે, મિયાંસાહેબ, તમે જાણોછો હું તો ગરીબ મનખછું. આ વેચીને પૈસા લાવા સારે હું આજે રોટલા પામા.

હરિ૦—વા ! મહારાજ, એમ સું બોલોછ !

ભોળા૦—મિયાં સાહેબ, જૂઠું નથી કહેતો. જાઓ ! બે આના આપજો. આ ભારો તો જુઓ !

કમા૦—સિર મત પકાઓ. સીધી બાત કરો.

ભોળા૦—મિયાં સાહેબ, તમે બધીજ મ્હોબત ભૂલી ગયાકે ? ફિકર નહિ. (પાસે જઇને) લે દોસ્ત પૈસાની તાડી પીજે જા. (પૈસો આપવા માંડે છે) હવે સીધી બાત થઇ.

હરિ૦—મહારાજ, કાંઇ કરતાં સમજો. સમજો.

ભોળા૦—(ગુસ્સો બતાવી) હાંડી ધોયા, તું દબાવવા આવ્યોછ કે? અચ્ચા, કાયદો કપરો છે, કપરો છે. કુતરાને મોતે માર્યા જશો. આ મિયાં સાહેબ તો અમારા જુના દોસ્ત છે. ક્યું? મિયાં સચને? ઓ દીન નદીકે કીનારે—

કમા૦—અમન, મેરી સાથ એ બાત નહિ ચલેગી.

ભોળા૦—સારે લઇ જાઓ ભારો. દામ લેવાશે નો લઇશ.

હરિ૦—મહારાજ, તમે શું ને ભારો શું?

ભોળા૦—(બ્હીકીને) સીધાંપાણી જોઇતાંતાં તો જઇએતી સ્હરહરા પટેલને ત્હાં કે વેરાગીનુ કુડ લખીને તેરા ધરમ તેરે દુવાર કરત. આ હું નો ચાલ્યો. આગળ લગીની હિંમત હોય તે આવી અટકાવે. હું મામલતદાર ને કલેકટરના બાપને કેદ પહોંચાડું એવોછું.

હજા૦—વૈદરાજ! વૈદરાજ! એ માથાફોડ મુકીદો.

ભોળા૦—આ કોઇ બેવકુફ છે કે શું?

કમા૦—મહારાજ મ્હેં ઇતની અરજ કરતાહું કે મ્હેરબાની કર કર અબ ટોંગ છોડદો.

હરિ૦—તમને અમે ઓળખ્યા તો ખરા, ટોંગ હવે શું કામ કરોછો?

ભોળા૦—ઓળખ્યા? હું કોણછું?

હરિ૦—અમે શું નથી જાણતા? તમે મોટા વૈદછો.

ભોળા૦—લવેછ શુંરે? હું સ્હસ્હરો વૈદ ક્હાંથી થિયો.

કમા૦—એ તો જીદ નહિ છોડેગા. મહારાજ, મ્હેં પગડી ઉતારકર કહેતાહુ, કે અબ ટોંગ છોડદોજ, નહિતો અમકુ—ક્યા ઓ તો તુમકું માલમ હે—ઓ કરનેકી જરૂર પડેગી.

ભોળા૦—શુ તે જો મને માલમ હોય, તો મારા બાપના સહમ! પણ એટલું તો માલમ છે, કે હુ વૈદ નથી.

કમા૦—ઓ ઇલાજ બિગર કુચ છુટકા નહિ હે.

હરિ૦—કરતા હે.ય ને કરો, ને ઝાસની ક્હોણી ભરો.

કમા૦—ક્યું તુમ બેદ નહિ ક્યા?

ભોળા૦—ના!

કમા૦—ક્યું તુમ બેદ નહિ!

ભોળા૦—ના, ને કદાપિ વૈદ હઇશ તોપણ ત્હારું ઓસડ મારાથી નહિ થાય. પલાસતર મરાવ જા છોડ.

કમા૦—(ચ્હમકીને) હા. કબુલતો જરા હુવા.

હરિ૦—વૈદરાજ, ચલો, ચલો. ઓસડ કરો, કરોતો ખરા.

ભોળા૦—જા, જા, હું નથી કરવાનો. કરું તો મારી જનોઇના સમ. સમજ્યા સુઅરના સાળાઓ ?

કમા૦—(ગુસ્સે થઇને) અચ્છા, અચ્છા. હરિયા દેખતા હે ક્યા ?

(બંને ભોળા ભટને મારે છે.)

ભોળા૦—આપણ ખાસી. ( ભોળાભટના માથાપરનો ભારો પડી જાયછે. મારંમારા ચાલેછે, હરિઆને એક હડસેલો મારી પાડી નાખેછે ) આવો બચ્ચા, આવો બચ્ચા. તમારું દીવાનાપણું દેઢ ગાઊ કહાડી નાખું એવો હું છઊં. ઓળખોછો ભોળાભટને ?

કમા૦—(ભોળાભટનો તોરો પકડી) અબી આતા હે કે નહિ ? બોલ. ( હરિયો આવીને ઉપરથી સપાટા લગાવે છે. )

ભોળા૦—ઓરે ! મિયાંસાહેબ જાનેદો, જાનેદો. મીયાં કહા કહેતે હો ! તે મેં હું, મિયાંસાહેબ ? જાનેદો મરજાતા હું.

હરિ૦—ત્યારે, મહારાજ, હાથે કરીને એમ શું કામ કરાવતા હશો ?

કમા૦—મ્હેં ખચિત કરકર કહેતા હું કે મ્હેં બહુત દિલગીર હું.

ભોળા૦—આ તે સ્હસ્હરા ગાંડા કે ડાહ્યા કાંઇ સ્હમજાતું નથી. (મ્હોટેથી) મ્હેં પણ ખચિત કર કર કહેતા હું કે હું પણ બહુ દલગિરછું. પણ મિયાં સાહેબ, મને મારી મચરડીને વૈદ કરવામાં તમને શો લાભછે.

કમા૦—ક્યા ! તુમ ફિર હકીમાકા ઇનકાર કરતે હો. ?

ભોળા૦—હું જો હકીમો હોઊં, તો તારી જુવાનીનાજ સ્હમ. ?

કમા૦—કમબખ્ત, મેરી જવાનીકા સોગન કાયકે બારતે ખાતા હેં ! બોલ ! તું વૈદ નહિં ?

ભોળા૦—મુસલમાનના પેટનો હોય કે જૂઠું બોલે. (પાછા મારે છે.) ઓ મારા બાપલારે! અરરર! ઓ મારા દાદા! ખોદાને માટે જવાદોરે! ઓરે! મિયાંસાહેબ, હું વૈદછું,–જ્યોસ્હીછું–ગાંધીછું–ગવંડરછું–હજામછું–કલેક્ટરછું–મોચીછું–કહોતે છું.

હરિ૦—મ્હોંથી કહો કે હું વૈદછઉં.

ભાળા૦—હા ભાઇ, હા. હું વૈદછું. અશ્વનિકુમારનો અંશને અપ્સરાતનો અવતાર.

કમા૦—તુમેરી એસીબાત સુનકર મ્હેં બોત ખુશ હુવા. તસ્દી તો હુઇ, મગર માફ કરિયે.

ભાળા૦—નહિરે, ભાઇ, મને કંઇ તસ્દી નથી પડી; તસ્દી તો તમારા હાથને પડી. પણ હું વૈદછું તેનો તમને ભરોસો છે?

કમા૦—મહારાજ, તુમતો દુનિયામાં એક્કી હો.

ભાળા૦—બીજો અક્કર્મી કહાંથી હોય?

હરિ૦—મહારાજ, તમે તો ભલભલા રોગ સારા કીધા છે.

ભાળા૦—હોય, ભાઇ. તું જાણે તે ખરૂં.

હરિ૦—મહારાજ, તમેતો એવાછો કે એક બૈરીને બાંધીને બાળવા લઈ ગયેલા તેને સારી કરેલી.

ભાળા૦—બોત્ ત્હારીની.

હરિ૦—તમે તો એક છોકરાની ડોકી ભાગીને આવી પડીતી તેને જતાં વારને સારૂં કીધુંતું.

કમાલ૦—ઇભ બિગરકી એક ઓરતકું તુમને બોલતી કીઈ હૈ.

હરિ૦—મહારાજ, તુમારા તો ભાગ્યોગ ઉઘડ્યાં એમજ જાણો. અમારા શેઠ તમને જે માગશો તે આપશે.—

ભાળા૦—તમારો શેઠ તો કોણ જાણે કેવો હશે? તેને તો શિંગડાં છે ખરાં કેમ?

હરિ૦—વૈદરાજ, આખો દહાડોજ મજાક? શેઠ સુરતથી આજેજ આવ્યા છે. વૈદનું કામ પડ્યુંછ તેથી તમને તેડવા મોકલ્યાછ.

ભાળા૦—(મનમાં) અરે ત્હારીની. આ તો કાંઇ આંધળે બહેરૂંજ કુટાયછે જો.

કમાલ૦—ઓ તો લખપતિ હૈ. તુમ મુખસે માગોગે ઓ સબ દેગા.

ભાળા૦—(મનમાં) ચલો ત્યારે ઘેઘડી મઝાછે, હેં? જે માગું તે આપશે?

હરિ૦—હા; એમાં તે કંઇ શક?

ભાળા૦—ત્યારે તો હું વૈદછું એમાં પણ કાંઇ શક. હું ભૂલી ગયો તો, પણ હવે મને સાંભર્યું. વારૂ, શો રોગ છે?

હરિ૦—શેઠાણીની જીભ બંધ થઇ ગઇ છે.

ભોળા૦—ગભરાઓ નહિ, મહારાજ ન્હરાજ લઇને ઉઘાડે ત્યારેજ ખરા. પણ રાખો હું મારી કોથળી લઇ આવું. કોથળી વિના વૈદને કે હજામને એક ઘડી ચાલે નહિ.

કમા૦—મહારાજ અબ જલદી કરો.

ભોળા૦—તમારી શેઠાણી કેટલાએક વરસની છે.

હરિ૦—જાઓ, જાઓ. કોથળી લઇને આવો, રસ્તામાં જે પૂછશો તે કહીશું.

ભોળા૦—જુઓ હું આવું તો છઉં પણ આટલી સરત,—રસ્તામાં હું જે પૂછું તે તમારે કહેવું, પછી બધી હકીકત સાંભળીને મ્હારી નજરમાં આવે તો આવું, ને નહિ તો પાછો ચાલ્યો જાઉં જો.

કમાલ૦—અચ્છા અચ્છા જેસી મરજી.

હરિ૦—જલદી લઇ આવો. જલદી લઇ આઓ.

કમા૦—જાને તો નહિ દેંગા. ચલો મે સાથ આતા હું.

ભોળા૦—ઓ! કોથળી તો જડી. ચલો ત્યારે હરાહરા મહાદેવ!

---

## પ્રવેશ ૩ જો.

### (નથ્થુકાકાનો ઉતારો.)

નથ્થુ૦—પણ તે વૈદ છે કહાં?

હરિ૦—ઓટલે જરા સુકન જોવા ઉભા રહ્યા છે. શેઠ, કંઇ ગભરાતા નહિ. એ વૈદ એવો છે કે બીજા વૈદ જેમ માણસને મારવામાં હોંશિયાર હોયછે તેમ એ મુવાંને જીવતાં કરવામાં છે.

નથ્થુ૦—પણ એ બહુ નવાઇ જેવું છે કે આવા મોટા વૈદને એવી નઠારી ખાશિયેત પડી છે.

કમા૦—મગર એ ઇલાજમેં કુચ મ્હેનત નહિ હૈતો. દોચાર લગાડકે અપની મેલે સાલા ચલા આતા હૈ. એ આયા દેખો.

(ભોળાભટ આવે છે.)

નથ્થુ૦—પધારિયે, વૈદરાજ.

ભોળા૦—અશ્વનિકુમાર વૈદ એમ કહી ગયા છે કે વૈદને પધારિયે એમ કહેવું નહિ.

નથ્થુ૦—એવું વળી શેમાં કહ્યુંછ?

ભોળા૦—પચાર્યે અધ્યાયમાં.

નથ્થુ૦—ત્યારે ફરીથી નહિ કહિયે મહારાજ.

ભોળા૦—બાર વરસ લગી ગુરને ત્યાં વિદ્યાભ્યાસ કર્યા પછી-સાંભ-ળોછ કે વૈદરાજ?

નથ્થુ૦—વૈદરાજ કોને કહોછ? હુંતો ઠાકોરની કિરપાથી વેપારી વાણિયો છઊં.

ભોળા૦—શું! તમને વૈદું નથી આવડતું?

નથ્થુ૦—ના, મહારાજ.

ભોળા૦—શું! વૈદ તમે નથી?

નથ્થુ૦—વૈદ! નારે, મહારાજ હું વૈદ કેવો?

ભોળા૦—ત્યારે લો! લો! (નથ્થુશાહને મારેછે.)

નથ્થુ૦—ઓરે! લો શું પથ્થર? આ તે કંઇ રીત છે?

ભોળા૦—મેં તમને વૈદું આપ્યું. હું એજ વિદ્યા ભણવાથી વૈદ થયોછું.

નથ્થુ૦—આ અદધ પાંસળીને કહાંથી લાવ્યાછ?

હરિ૦—સેઠ, મેં તમને કહ્યુંતું કની, એનો જરા મીજાસ એવોજ છે.

નથ્થુ૦—એવો તે સાળો મીજાસ કેવો? મારી સાથે એવો મીજાસ નહિ ચાલે.

ભોળા૦—સેઠ, માફ કરજો, માફ કરજો હો.

નથ્થુ૦—વારૂ, એકવારની કંઇ ફિકર નહિ.

ભોળા૦—મારા હાથને વા થઇ આવ્યો તેથી હું દિલગિર છું.

નથ્થુ૦—કંઇ ફિકર નહિ, કંઇ ફિકર નહિ.

ભોળા૦—મ્હેં આ પાંચ દશ તમાચા, સેઠ, તમને મ્હોટી કહાડય તે બહુ ખોટું—

નથ્થુ૦—હવે એ વાતજ જવાદો. હોય, ફિકર નહિ. મહારાજ એને બહુ કપરો રોગ—

ભોળા૦—બહુસારૂં, બહુસારૂં. હુંતો મહાદેવની પૂજા કરીને રોજ એમજ માગુંછું કે, તમને તથા તમારા ઘરના સઘળાને કપરો રોગ થાય—કે તમારી નોકરી બજાવવાનું મ્હારૂં કેટલું મન છે તે તમને માલમ પડે.

નથ્થુ૦—મહારાજ, તમારી તો કિરપાજ છે કની.

ભોળા૦—સેઠ, હું જુઠું નથી કહેતો, મ્હારા ખરા દીલથી કહુંછું.

નથ્થુ૦—હું પણ મારા ખરા દીલથી માનુંછઊં. હવે ચલો તો ઘરમાં.

---

## પ્રવેશ ૪ થો.

### ( સ્થળ ઝુમખાશાહનો ઉતારો. )

ભોળ ૦—કેમછે હુમકઃશાહ ?

ઝુમ૦—મહારાજ, મ્હારૂં નામતો ઝુમખો છે.

ભોળા૦—ભુલ્યો માફ કરજો. કનકવાને હુમકા મારેછ કની, તે બોલ મ્હોડે રહી ગએલો તેથી એમ બોલાઇ ગયું. હવે નહિ ભુલું. વારૂ જુંમાખાં-

હજા૦—મહારાજ જુંમાખાં તો મુસલમાનનું નામ.

ભોળા૦—બેસમુંડા ! વચમાં મુંડી ઘાલવાનું તને કોણે કહ્યું ? બચારા પરદેશીની મજાક કરેછ કે ?

હજા૦—એનું નામ કહાં જુંમાખાં છે, કે મેં મજાક કરી એમ કહેવાય.

ભોળા૦—એણે પોતે મને કહ્યું તે કરતાં તું વધારે જાણે કે ?

નથ્થુ૦—મહારાજ, એમનું નામતો ઝુમખાંશાહ.

ભોળા૦—એ એ ઝાંજના જેવું ઝુમઝુમિયું નામ મને તો નહિ આવડે.

નથ્થુ૦—વારૂ, મહારાજ, હવે એની નાડ જુઓ.

ભોળા૦—સેઠ, તમારે તમારી પોરીની ચંતા નહિ રાખવી.

હજા૦—મહારાજ, એ સેઠની પોરી કહાં છે ?

ભોળા૦—પોર્યાની પોરી હોસ્હે. પણ તે પોરીજ કહેવાય.

નથ્થુ૦—મહારાજ, એતો હું પનવાનોછ તે કણ્યા.

ભોળા૦—અરર ! મ્હેંતો સુરતમાંજ પંચમાસીનું છમાસી કીધું. પણ સેઠ, અજાણ્યોને આંધળો બરાબર.

નથ્થુ૦—હોય, તમે સું જાનો ?

ભોળા૦—આ બેરી-અરે-નાની છોકરીના મ્હોં ઉપર રોગતો કાંઈ જણાતો નથી. એનેતો ગોકુળિયો રોગ થયો છે.

નથ્થુ૦—વૈદરાજ, એતો હસે છે.

ભોળા૦—એતો સારૂં માંદું માણસ હસે ત્યારે એમ જાણવું કે રોગ જવાનો. વારૂ, (મનમાં) એને શું કહું ? બહેન કહેવી પડશે. હોય, બધા

વૈદ કહેછ કની. કહી તેમાં કંઈ થઈ ગઈ? (મ્હોટેથી) વારૂ, બ્હેન, તને શું થયુંછે? શો રોગ છે?

ચંદા૦—ઊઊ! ઊઊ! ઊઊ!

ભોળા૦—શું કહેછ, બ્હેન?

ચંદા૦—ઊઊ! ઊઊ! ઊઊ!

ભોળા૦—શું? શું? શું?

ચંદા૦—ઊઊ! ઊઊ! ઊઊ!

ભોળા૦—ઊઊઊઊ તે શું? એમાં મને પડતી નથી. આ તે સ્હસ્હરી કંઈ જાતની બોલી?

કુમ૦—વૈદરાજ, એજ રોગછે તો. એ મુંગી થઇછે અને તેનું કારણ કંઇ માલુમ પડતું નથી. અને એ રોગને લીધે તો એનાં લગન અટકી રહ્યાંછે.

ભોળા૦—હેં! જીભ બંધ થઈ તેમાં શું બગડયું?

કુમ૦—શેઠ મુંગીને પરણવાની ના કહેછ.

ભોળા૦—વા! એવો તે મૂરખ કોણ, કે જેને મુંગી બૈરી નહિ ગમે? વારૂ, આ ઊઊઊઊ રોગથી કંઈ દરદ થાયછે?

કુમ૦—ના, દરદ તો કંઇ નથી થતું.

ભોળા૦—એ નઠારૂં. રોગ માંહેનોમાંહે ઘુમરાયા કરેછ. વારૂ, ખાવાપર રૂચિ થાયછ?

કુમ૦—થાયછે તો ખરી.

ભોળા૦—શેઠ, મને એજ ડર હતો. આવા રોગમાં ખાધાપર રૂચિ થાય તે બહુ ખોટું. એતો પેટનો દાહ, શેઠ, પેટનો દાહ. (મનમાં) કોઇને ત્યાં ઓસડ કરવા જઇએ ત્યારે પેહેલાં તો સારૂં હોય તોપણ બહુ નઠારૂં નકરૂંજ કહેવું, કે ઘરનાં ડરે, ને પછી સારૂં થાય તો આપણને જશ વત્તો મળે, ને મરે તો કાસળ જાય.

નરઘુ૦—વારૂ મહારાજ, હવે નાડ જુઓની.

ભોળા૦—જોઉછું. શેઠ જોઉછું, આવતાં વારને તરત નાડ જોવાની ધૂર્તશાસ્ત્રમાં ના કહીછે.

હજા૦—હા મારે પણ કોઇક દહાડો વૈદને ત્હાં જવું પડેછે, ત્યારે કાંઇ નહિ તોપણ ઘડી એક વાત કર્યા પછીજ નાડ હાથમાં પકડેછે.

ભોળા૦—(મનમાં) વાત કરાવે નહિ તો પછી રોગ જાણે કહાંથી?

(મ્હોટેથી) તેનું કારણ એમછે કેચાલવાના શ્રમથી નાડમાં ફેર પડી જાયછે. ઘડીએક બેસે ત્યારે નાડ પાછી ઠેકાણે આવે.

નથ્થુ૦—પણ એને કહાં ચાલવું પડયુંછ?

ભોળા૦—(મનમાં) આતો શેઠે પકડ્યા હો. (મોટેથી) પણ હું ચાહીને આવ્યોછઉંની, સેઠ, જોનાર હું કે બીજો. સેઠ, નાડિજ્ઞાન બહુ દુર્લભછે, સહેજ વાત નથી. સેઠ, સહેજ વાત નથી. એના ઊંડા ભેદછે. કાંઈ વિદ્યા પણ જોઈએ, ને કાંઈ તરક પણ જોઇએ.

ઝુમ૦—સેઠ, શાસ્ત્રની વાતમાં આપણે શું સમજીએ?

ભોળા૦—વાહ, બહેન, ત્હારો હાથ લાવતો (ચંદા હાથ આગળ ધરે છે) ઓહે!! આ નાડ! મુંગી થાય તેમાં નવાઈ શી? નાડજ મુંગી થઈ ગઈ છે તો, (મનમાં) હું નાડ ક્યાંછ તેજ નથી જાણતો એટલે મ્હારે મન તો મુંગીજ છે તો.

ઝુમ૦—પરીક્ષા તો બરાબર કીધી.

ભોળા૦—અરે, સેઠ, નાડ તો મુડદાના જેવી મુંગી થઇ ગઇછે. રોગ બહુ ફેલી ગયોછ. જો એક ઘડી મોડો મને બોલાવ્યો હોત, તો આ કામ હાથમાં રહેત નહિ. સેઠ રોગ બહુ કપરોછે, બહુ કપરો છે. પુછવાનીજ વાત નહિ.

નથ્થુ૦—વૈદરાજ, તમારી ખબરદારીની આગળ એ રોગના સા ભારછે? તમારાં પગલાં થયાં એટલે બધાં સારાં વાનાં થસે.

ભોળા૦—તે તો ખરૂં, સેઠ, પણ અમે વૈદલોક કંઇ પરમેશ્વરના દીકરા નથી. અમારા લાખ્યા પહોંચે ત્યાં લગી તો અમે કરવામાં કંઈ કસર નહિ રખિયે. પણ એની નાડ તો જુવો, આવી નાડ તો મેં મારા જનમમાં કોઈની જોઈ નથી.

ઝુમ૦—વૈદરાજ, તમારે ખોળે માથું મુક્યુંછે.

નથ્થુ૦—મહારાજ, તમારે ચરણે આવ્યા છઇયે; મારો કે ઉગારો.

ભોળા૦—સેઠ, હું કંઈ મારૂં ચાલશે ત્યાં લગી આળસ કરવાનોછ? કંકુનો ચાંલ્લો સૌને વહાલોછે. પણ શાસ્ત્રમાં કહ્યું છે:—

गद्धा चलंती पित्तरोग जाण्यं, कुत्तेषु वायु मत्स्री खिलाडा:
मुगीश्च नाडे सकळं रोगाणी, आशा न तस्यं नच नारि सत्यं.

એટલે "ગદ્ધા ચલંતી પિતરોગ જાણ્યું" કહેતાં ગદ્ધા ચલંતી એ-ટલે ગધેડાની પેઠે ચાલે છે એવી જે નાડ તે ઉપરથી પિત એવો જે રોગ તે જાણવો. (એ પ્રમાણે શ્લોક દરેક વાર ઉથલાવી ઉથલાવીને) કુતરાની પેઠે ચાલે તો વાયુ, અને ગરમી ક્યારે જાણવી કે બિલાડાની પેઠે ચાલતી હોય ત્યારે; પણ, **मुंगीश्चनाडे** એટલે જો મુંગી નાડ હોય તો સો રોગ વ્યાપી રહ્યા છે એમ જાણવું. **आशा न तस्यं** કહેતાં તેની આશા ન રાખવી, જેમકે;—**नयनारि सत्यं** એટલે નારિ કહેતાં સ્ત્રી તે-નામાં સત્ય કહેતાં સાચું બોલવાની જ્ઞાની પુરૂષો આશા રાખતા નથી.

કુંભ૦—અરર ! મહારાજ એમશું બોલોછો ? મ્હારે તો આંધળાની આંખ્યછે. (આંખમાં આંસુ ભરાઈ આવેછે.)

ભોળા૦—આપણા હિંદુલોકો રડવામાંજ તૈયાર. અંગ્રેજ લોકો દઈ-યાના કેવા કઠણ હોય છે.

નથ્થુ૦—અરે ! અરે ! શીજી મહારાજ, ઘડપનમાં કેમ કેમ કરતાં આ રતણ મને મળતું તું ને હાથમાંથી જતું રહેવાનુ કે ?

કુંભ૦—અરે ભગવાન ! આ શોડીને પરણ્યા પછી આ રોગ લાગ્યો હોતતો આટલું નહિ લાગત.

ભોળા૦—જાઓ, જાઓ, સેઠ એમ શું બોલોછો ? તમે પૈસાના સગા દેખાઓ છો, માણસના નથી.

કુંભ૦—મહારાજ, મ્હોડેજ કહેવાયછ. શોડી પરણાવતાં જેને ખ-રચ લાગેછે, તે પરણ્યા પહેલા કે પરણ્યા પછી સુઈ વાંછેછ ?

નથ્થુ૦—વૈદરાજ, તમે જો એને સારૂં કરો તો સો રૂપીઆની મ્હારે તમને કંઠી પહેરાવવી.

ભોળા૦—(મનમાં) આટલા ઠગ્યા તો સો રૂપીયા આપવા તૈયાર થયાછ. હવે જરા હિંમત આપીએ. (મોટેથી) રૂપિયાનું તો કંઈ નહિ. હું તો જશનો ભુખ્યોછું. જગતમાં કહેવત છે કે ઉઠનું ઓશડ નહિ, પણ મહાદેવજી કરે તો હું એને બોલતી કરૂં ત્યારેજ મ્હારૂં નામ ખરૂં.

કુંભ૦—વૈદરાજ, હું પણ તમારો ગણ વેસરવાનો નથી, ફુલ નહિ તો ફુલની પાંખડી, પણ હું તમારી શેવા કર્યો.

નથુ૦—વાર વૈદરાજ, એ રોગનું નામ શું ?

ભોળા૦—એના શાસ્ત્રમાં, સેઠ, ઘણા પ્રકાર લખ્યા છે. એકનું નામ ક્ષુદ્રઘંટિકા, બીજાનું નામ અશ્વસ્થામા, ત્રીજાનું નામ ત્રિપુટસુંદરી, ચોથાનું નામ અનુષ્ટુપછંદ, પાંચમાનું નામ યજુર્વેદ, અને છઠ્ઠાનું નામ જામદગ્નિ.

ઝુમ૦—ઓહો! કેવાં કેવાં નામ એમને આવડેછે.

ભોળા૦—સેઠ, એવા છ પ્રકારનો એ રોગ થાયછે. એ અક્કેક પ્રકારના પાછા વીસ વીસ પ્રકારછે. પણ તમને સમજણ નહિ પડે તેથી કહેતો નથી. ભેંસની આગળ ભાગવત! તમારા આગળ ખરૂં ને ખોટું બધું સરખું!

નથુ૦—પણ મહારાજ, કંઈ વિદ્યા હાંકી રહેછે? તમારી બોલવાની છટા ઉપરથીજ જણાય છે.

ભોળા૦—અમે અમારા વૈદ લોકની સભા મળી હોય, ત્યારે મને બોલતો સાંભળો, તો તમે તો દીગજ થઈ જાઓ.

ઝુમ૦—વારૂ, મહારાજ, આ રોગ શાથી થયો હશે?

ભોળા૦—એમાં શું પુછોછો? એ મુંગી થઈ છે તેનું કારણ એ કે એની જીભ બંધાઈ ગઈછે.

નથુ૦—પણ મહારાજ, જીભ સાથી બંધાઈ ગઈ હસે?

ભોળા૦—સર્વત્ર વૈદકશાસ્ત્રમાં એમ કહેલુંછે કે જીવ્હાની ચલન શક્તિમાં વિઘ્ન આવ્યાથી જીભ બંધાઈ જાય છે.

ઝુમ૦—પણ તે વિઘ્ન શાથી આવતું હશે?

ભોળા૦—એ વિષે ધનવંત્રી વૈદ કેવું સરસ લખી ગયાછે જો—અરે! શું મઝેનું લખ્યુંજ જો!

નથુ૦ - હોશે, વૈદરાજ.

ભોળા૦—વા! ધનવંત્રી વૈદ કેવા સમર્થ પુરૂષ હતા! શું વિદ્યા ને શું ડહાપણ જો તેમનું! અંશીજન, સેઠ, અંશીજન. હાલના વૈદો સાળા સેખી કરેછ પણ તેમને શું આવડેછ? આ રોગ વિશે ધનવંત્રી વૈદે એવું લખ્યુંજ કે જાણે-જાણે-પણ આ તો આડી વાત ચાલી. આ વિઘ્નનું કારણ એ છે, કે જઠરાગ્નિમાંથી ગળે આવીને ધુમાડો અટકી રહ્યોછ. એ ધુમાડાનું નામ શાસ્ત્રમાં ધુમાડોન્ધુમાડોજછે. એ ઉપર એક શ્લોક સાંભળો.

भवंती जीव्हायां गवडगड गट्टो घट घटे
रमि श्वैवौरैवौ रणिकराणि कैवो रद रद ।

लता लस्त्यं कस्त्यं प्राणिक धनशामो अभिमनों,
मलंमल्लां मल्लं रमल मल मल्लं वलवलीं ॥

કમા૦—બિસ્મલ્લા! ક્યા કાએલ આદમી હૈ!

નથ્થુ૦—ઓહો! કેવો અઘરો અસ્લોક છે. બોલતાં જીભના કકડે કકડા થઇ જાય. પણ એ તો પાણીના રેલાની કાણી બોલ્યા જાયછ.

ઝુમ૦—શેઠ, તમારા સુરત તરફના વૈદ તો વૈદજ દેખુ.

સોળા૦—આ અશ્વિનિકુમાર વૈદનો જાતનો કરેલો શ્લોક છે. એમાં એમ કહ્યું, કે પેટમાં દોટ આંગળ ઊંચો, સાડાચાર આંગળ લાંબો. અને પોણાત્રણ આંગળ પહોળો ચુલો છે. તેમાં સૂક્ષ્મ રૂપે અગ્નિ પુરણ પુરૂષોતમ ભગવાને જાતે પ્રગટાવી મુક્યો છે. એ અગ્નિ નિરંતર બળ્યા કરે છે. એમાં જે લાકડાં હોય છે તેને ફારસીમાં હેમકે હજૂર કહે છે. એ લાકડામાંથી ધુમાડો નિકળે છે તે બહુજ વ્યથા ઉપજાવનારો છે. એ ધુમાડો પેટ સાફ આવે ત્યાં લગી તે દ્વારે નિકળી જાય છે, અને તેથી સુખાકારી શરીરમાં રહે છે.

નથ્થુ૦—ખરૂં કહોછ, વૈદરાજ. એક દહાડો જો મને વા સરતો નથી તો મારો જીવ ગભરાઇ જાય છે.

સોળા૦—એ ધુમાડો જો ઉપર ચઢે તો ગળાં આગળ એક સ્નાયુ (જેને આરબીમાં અબ્જે અબ્જા કરીને કહે છે) તેમાં ભરાય. હવે પ્રાણાત્માને સ્નાયું કહેતાં ભુંગલીને નીચલે છેડે હોય છે. તેની ઉપર જ્યારે ધુમાડો ચઢી જાય, ત્યારે જીભ્હા અને પ્રાણાત્મા વચેનો સંબંધ તુટી જાય છે, અને તે કારણને લીધે બોલવામાં વિઘ્ન આવીને પડે છે. કેમ શેઠ સમજ્યા?

નથ્થુ૦—વા! વા! વૈદરાજ, તમે તો છેક એકડેએકથીજ વાત કહી સંભળાવી, ને પછી સમજ્યામાં શું પુછોછો?

ઝુમ૦—તમે કહ્યું તે તો બરાબર છે, પણ મને એક જરા શક એ છે, કે આટલા દહાડા હું તો એમ જાણતો હતો, કે પ્રાણાત્મા તો હૃદયમાં છે; અને તમે તો ગળા આગળ કહોછ.

સોળા૦—એમ ઘણા હજામ વૈદો કહેછ, પણ જે પ્રાચીન વૈદકશાસ્ત્રનાં પુસ્તક ભણ્યાં છે, તે સમજેછ કે એ વાત જુઠી છે. એનું તમને એક પ્રમાણ આપું. તમારી છાતીમાં અથવા પેટમાં મુક્કો મારૂં, તો તમને

ઘણું દરદ નહિ થાય; પણ ગળા ઉપર જો તાકીને જોરથી લગાવું કની, તો તમારો પ્રાણ ટપ નિકળી જાય; હવે બોલો, પ્રાણાત્મા ખરો કહાં જાણવો ? કહો તો, તેમ કરી બતાવું.

કુમ૦—વૈદરાજ, અપરાધ ખમા કરો.

ભોળા૦—હોય કંઈ ફિકર નહિ. વૈદકશાસ્ત્રમાં તમે શું સમજો ? તમે કાંઇ શિખ્યાછો ? કે તમારો કંઇ ધંધો છે ? હવે સેઠ સાંભળજો. આ ધુમાડાથી પ્રથમ તો જીભ બંધ થઇ જાય છે, અને ઘણી મુદત સુધી જો એ ધુમાડો એ ભુગળીમાં પ્રવેશ કર્યા કરે તો પ્રાણાત્મા ગુગળાઇ જાય, અને તેથી માણસ મૃત્યુ પામે.

નથ્થુ૦—એ ધુમાડો એના શરીરમાંથી નિકળી જાય એવો કંઈ ઉપાય કરવો જોઇએ, મહારાજ.

ભોળા૦—એનો ધુમાડો હું કહાડું સારેજ ખરો.

॥ सुवर्णश्चहिरामोती ॥ माणेक्यंकरिमिश्रितं ॥
॥ पर्वाळाचि भस्मेभ्यां ॥ सुगो रोगश्चमुच्यते ॥

એટલે સુવર્ણ કહેતાં સોનું તથા હીરા, તથા મોતી તથા માણક્યં. કહેતાં માણેક. એ ચાર વસ્તુની ભસ્મ તથા પર્વાળાની ભસ્મ. એની ગોળી એક આપી હોય તો રોગ જતો રહે.

નથ્થુ૦—વૈદરાજ, ગમે તેમ કરીને સારૂં કરો.

ભોળા૦—સેઠ, સોનાં રૂપાં કંઇ અમારા ઘરમાં પાકતાં નથી. તમે સો રૂપિયા કહાછો તે ગમે તો આપજો નિકર નહિ, પણ એ ગોળી તો અકેકી પાંચ પાંચ રૂપિયે પડેછે તેથી તેનો ખરચ તો અગાડીથી આપવો પડશે.

નથ્થુ૦—પાંચ પાંચ રૂપિયા તે કંઇ અપાય, મહારાજ ?

ભોળા૦—ત્યારે તમારી મરજી. અમારી પાસે કંઇ ભાવ કરવાની વાત નથી. આપણા લોકોથી પૈસા ખરચાય નહિ ને પછી વૈદનો વાંક કહાડે. જેવા એ પૈસા, તેવાં ઓસડ ! બાકી જો કોઇ પૈસા ખરચનાર હોય, તો આપણાં શાસ્ત્ર તો એવા છે કે બે ઘડી મુએલાંને બોલાવિયે, સેઠ, મુએલાંને બોલાવિયે. (જવા તૈયાર થાય છે.)

કુમ૦—જાઓ, મહારાજ, ઓસડના કંઇ મારે આપવા.ગોળિયો કહાડો.

ભોળા૦—તમે તો વેશ કરોછો. મારી પાસે ગોળીજ નથી તો આપું

ક્યાંથી ? સેઠ બેસો. હું તો જાઉંછું (જવા માંડે છે.)

નથ્થુ૦—(ભોળાભટનો હાથ પકડી બેસાડે છે.) બેસો, બેસો, વૈદરાજ. ગોળી કહાડો, ગોળી કહાડો.

ભોળા૦—(કોથળી છોડીને) આ ત્રણ ગોળી એકવાર ખવડાવવાની. હું આવું એટલીવારમાં કલાક કલાકને આંતરે ત્રણવાર ત્રણ ત્રણ ગોળી ખવડાવવી-એટલે તમારે ત્રણત્રી નવ ગોળી જોઇશું; પણ એકી ગોળી આપવાની શાસ્ત્રમાં ના કહીછ, માટે દશ આપુંછું. (મનમાં) પચાશનો મેળ કરૂની. (મોટેથી) દશના પચાશ રૂપિયા લાવો. એટલી ગોળી ખાધા પછી જો એ બોલે નહિ, તો મને કહેજો. એને કંઇ થાય તો, સેઠ, મ્હારે એની જગોપર સુવું. એ ગોળી વાઘનું બચ્ચું છે ! જ્યાં મુકિયે ત્યાંથી પાર કરીને આવે. સારું સોનું રૂપું પડ્યું તે તેનો ગુણ ભજવ્યા વગર કેમ રહે ?

ઝુમ૦—શેઠ, હમણાં તમે રૂપૈયા આલો પછી હું આલ્યે.

નથ્થુ૦—લો મહારાજ. અમે તમારે ભરોસે છઇએ હો.

ભોળા૦—( રૂપિયા તંબાકુની કોથળીમાં ભરતાં ભરતાં ) સેઠ, તમારે લેશમાત્ર ચિંતા રાખવી નહિ. "અશ્વિનકુમાર ત્હારું ઓસડ" એમ કહીને ગોળી ખવડાવોની. પછી જુઓ શું બનેછ

ઝુમ૦—વૈદરાજ, ગોળી પોંણી સાથે ખવડાવવી ?

ભોળા૦—ના, ના. સો પાન મંગાવજો. કેવાં પાન જો, કેવડા જેવાંપાકાં.

નથ્થુ૦—પાનતો સુરતથી અમે લગન સારૂ પાંચ હજાર લાવ્યા છઇએ.

ભોળા૦—ઠીકછે, બાકી અહિંયાં પણ મ્હારું નામ દો, તો નઠારો માલ કોઇ આપે નહી-જાણે કે એના ઓસડમાં નઠારું નહિ નીભે. એ પાનના રસમાં ગોળી ખવડાવવી.

નથ્થુ૦ - કંઇ ખાધા પીધાનું.

ભોળા૦—લુખી બાજરીની ખાખરી, ને મેથીની ભાજી જો કરીમાં કસર રાખી, તો બધા પૈસા છુટી પડશે, અને એ બાજી ઝાંઓ જશે-ઝાંઓ જશે ! હું આગળથી કહુંછું અમારી માત્રા કંઇ બીજાના જેવી નહિ, એ તો વાઘનાં બચ્ચાં ! ધાર્યું કામ ટપ કરે, પણ જો વીફરે તો જીવ લીધા વગર પણ રહે નહિ. (મનમાં) નાહાળારી હમેશાં રાખવી જો. (મોટેથી) હું શું કહુંછું તે યાદ રાખજો હો. ( જાયછે. )

નથ્થુ૦—એ વૈદની હોંશિયારીને વિદ્યામાં તો કંઇ કસર નથી, પણ સગાર જાતે સ્હાડાતન ડેખું.

ભોળા૦—(જતો જતો સાંભળીને મનમાં) સ્હાડાત્રણ થઇને કામ કહાડી લેવું એજ ખેલ છે તો.

## અંક ૩ જો.

### પ્રવેશ ૧ લો.

[ સ્થળ—હિતારાનો ઓટલો. ]

હરિ૦—કેમ મહારાજ, એને સારૂં થશે કે ?

ભોળા૦ભાઈ, રોગ તો મહા કપરો લાગ્યો છે, સેઠને મ્હોડે શું કહિયે, પણ હું તમને ચેતાવી જાઊંછ. હું તો આગળથી જાણુંછ કે એ રોગ સારો થવાનો નથી. ટાકો ટીકો કર્યા કરશું, તો બીજો બગાડ નહિ થાય, પણ બોલતી તો જન્માંતરે પણ થવાની નથી. બીજા વૈદને બોલાવશે, તો તે પૈસા ખાઇ જશે; પણ પૃથ્વીની પીઠમાં એ રોગ કહાડે એવો તો કોઇ મળવાનો નથી. વારૂં, લાવ, તારી નાડ જોઉં.

હરિ૦—ના, મહારાજ. તમ સરખાના પુનથી મ્હારા તો નખમાં પણ રોગ નથી.

ભોળા૦—એતો બહુ નઠારૂં, બાઇ, બહુ નઠારૂં. નખમાં રોગ નહિ હોય તે સારૂં નહિ. જ્યારે શરીરમાં કાંઈ રોગ હોતો નથી, ત્યારે લોહીનું જોર બહુ વધી ગયાથી મગજે ગરમી થઈ જાયછે.

नहीं रोगो नहीं अच्छा, चढे लोहिश्च मस्तके ।
भवंती ते दिवानायां, अतिरुपे सिता हारि ॥

ભાઇ, કહેવત છે, "અતિશયં સર્વં વર્જિતં." તેમ અતિશય કંઇ સારૂ નહિ સીતામાં અતિશય રૂપ હતું તો રાવણ હરી ગયો. તેમ અતિશય શરીર સારૂં હોય તે કંઇ ઠીક નહિ લે: આ ઓસડ.

હરિ૦—વા ! વા ! વૈદરાજ, આતો પીવાની બીડી છે. લાવો, હું એની તો ના નહિ કહું. એકની ગમે તો દશ આપોની.

ભોળા૦—લોહીની ગરમીને એ તો બાળી નાંખે છે. એને મહા ગુણ છે.

હરિ૦—એજ જાતે ગરમ તે વળી ગરમીને શું બાળે ? એ વાત તો વૈદરાજ મનાય એવી નથી.

ભોળા૦—અચ્યા, તુ શું સમજે. ગરમી ગરમીને મારે.

કમા૦—હકીમજી, તુમ તો બડા રમુજી આદમી હો. એ સાલા તો ટેટસેર ખાતા હૈ, ઇસકું દવા કૈસી ?

ભોળા૦—મિયાં, તુમણી કુચ ઓસડ લો તો બોત અચ્છા, તુમકું જુલાબ ચહિયે. મ્હે દઊં તુમકું ?

કમા૦—તુમેરા જુલાબ તુમેરી પાસહી રખો. મ્હે તો હકીમકુંબી જુલાબ દઊં એસા હું, તુમકું અબી રસ્તે મ્હેં દિયાથા સો ભૂલ ગયે ?

ભોળા૦—એમજ ? ચાલો, હવે હિંયાં ઘરાક મળતાં નથી ત્યારે શું કરિયે ? પરમેશ્વર અમ વૈદલોકની ફીકર તને છે, માટે કોઇને પણ માંદુ પાડતો રહેજે, કે હમારી રોજી ચાલે !

## પ્રવેશ ૨ જો.

[ સ્થળ-રસ્તો. ]

આનંદ—(ચ્હીડવાએલો હાથ ચગ્ઢાળતો.) ધિક્કાર છે આ દુનિયાને કે જેનો પરમેશ્વર એક ફક્ત પૈસોજ છે. પૈસાને સો પૂજે અને સાચાને લાત મારે છે. પૈસો પરમેશ્વર છે એમાં મ્હેં શું ખોટું કહ્યું ? એનેજ જગતે લક્ષ્મીદેવી ઠેરવી છે ? ધિક્કાર છે જગતની બુદ્ધિને ! હું કદી તને દેવી કહેનાર નથી. ધિક્કાર છે લક્ષ્મીને ! ધિક્કાર !

( કાવ્યછંદ લાવણીની રાહે. )

અરે ! લક્ષ્મિ ! ધિક્કાર ! ધિક્ ! રાક્ષસિ દુખકરણી !<br>
તને દેવી કહેનાર કોણ મૂરખ ઉચરની !<br>
અગણિત પાપો, માત ! રમે તું તેને રમાડી !<br>
ખૂન, કતલ, લુટફાટ, ચોરિ, જારી, છળ, ચાડી.<br>
છદર, મૂર્ખાઈ, પતરાજ, મનસ્વી નિર્દય ચાળા,<br>
ગર્વ, ધર્મ નીતિનાશઃ—બાળ કાળાં વિકરાળાં !<br>
હોય સમીપ કે દૂર ઊર દુર્મતિ ઉપજાવે<br>
પુનઃ સમુદ્દર પૂર સૂર કોણ નાંખી આવે

(તું) સતી સ્વૈરિણી કરે, કરે નિર્મળને ખળ તું,
ટેક ટેકિના હરે-ખરે નિપજી નીચ કુળ તું !
નીચ કુળનિ ઓ નાર ! નીચસું યારી ત્હારે !
ગુણિ પંડિતપર ખાર-કેમકે તે ઊંચા રે.
મનાઇ મ્હોટા ઝટ શૂર, જ્ઞાની, સાધુથી
કાયર મુરખા શઠ:- પુજાયે તે તો તૂંથી.
કિધા ભાટ, કવિ ભટ્ટ: ભિખારૂ, બ્રાહ્મણ સાધૂ;
સમ સ્વારથ, ઘરવટ્ટ; પ્રીતિ, તનધનનું સાટું;
અસત્ય તે, વિવેક; પુજન તે, વૈરું પરનું—
તુંથી તોબા છેક ! કિધું રણ વન મનહરનું !
ધિ:ક ! દધિજા ! ધિ:ક ! ધિ:ક હૂળીજા પાછી !
વિષ્ણુવલ્લભા ધિ:ક ! ચૌદમાં વિખ તું સાચી !
નીચ કુળમાં પણ નીચ ! ચંચળા ! ત્હેં કુળ લજવ્યું
(ખરી) માયા પતિની સ્ત્રીજ ! ઠગી ઠિક નાટક ભજવ્યું !

ળકે શું વજ્યુ ? (આસપાસ જોઇને) અહીંયા બેસું કે વૈદ જે તરફથી આવે તે જણાય અરે ! પણ મ્હારે તો ઘડીએ ઘૂંટ ભરાયછે ? આજનો સુરજ આથમ્યો કે મ્હારૂં નશીબ આથમ્યું ! અરે ! ભગવાન ! આ શો જુલમ ? સૌ પૈસાનુંજ સગુ. મ્હારી દાદ કોઇ સાંભળતું નથી. શાબાસ, શાબાસ, ચંદા તને. તું એકલી ભદ્દરીએ મને વળગી રહીછે. પણ તેના વિકરાળ મોજાંમાંથી શી રીતે છોડાઉ ? મથીમથીને થાક્યો ! અરે ! હું શું કરૂં ? શુ કરૂં.

## રાગ જોગી.

શુંરે કરૂં ને હું ક્યાં હવે જાઉં, જ્યાં જ્યાં જાઉં ત્યાં હું હારજ ખાઉં;
સાચો છતાં હું જુઠાથી જિતાઉ, હરિ હું અતિશય મનમાં મુંઝાઉં,
હાય ! બિચારી મારી રાંકડી ગાય, ખાટકી હાટે આજે વેચાય;
ચિતડું તેનું તો ચીરાઇ જાય ! હાય ! હુંથી કંઇ સ્હાય ન થાય !
કોટિ પ્રયત્ને ન કાંઇ વળેરે, યુક્તિ પ્રયુક્તિ ન એકે ફળેરે;
દુષ્ટ દગાને ફતેહજ મળેરે, દુનિયા દગામાં સઘળી ભળેરે.
જગતછે જુદ્ધ જુઠાને સાચાનું, જેમાં જણાયજ જોર જુઠાનું,
શુંરે આમ હમેશાં થવાનું? ઇશ્વર તારૂં શું રાજ કહેવાનું?

સુરખ મનુપ હું બકુંછું પીંડાતો, પુરપ પ્રયત્નનીં મુકીરે વાતો;
દીન દયાળુ રખે તું રિસાતો, જિવુછું જઇ કે મરૂંછું કાંતો.

ભોળા૦—(મનમાં બોલતો બોલતો આવે છે) બચ્ચા, આ ધંધો તો બહુજ સારોછે. હવે તો આપણે એજ કરવાના. બધા વૈદને કેટલું આવડેછ તે તો હું જાણુંછું; ઢોંગ કરતાં આવડવો જોઇએ.

આનંદ૦—વૈદરાજ, તમારીજ હું ક્યારનો વાટ જોયા કરૂંછ. એક તમારૂં કામ પડ્યુંછ તે જો કૃપા કરીને—

ભોળા૦—મ્હારૂં કામ પડ્યુંછ ? ( હાથ ખેંચીને નાડ પકડે છે કેવી નાડ ચાલે છે. ભાઇ તું આવે શરીરે બહાર કેમ નિકળ્યો. રોગ ભરપુર ફેલી ગયોછ.

આનંદ૦—મહારાજ, તમે ઊંધું સમજ્યા. હું કંઇ માંદો નથી.

ભોળા૦—શું ! તું માંદો નથી ? તું મ્હારા કરતાં વધારે સમજેછ કે ? હું એવોછું, કે માણસ જાતે નહિ જાણે કે હું માંદોછું, પણ હું જાણું તો.

આનંદ૦—તમારે જ્યારે રોગીજ ઠેરવવો છે તો ઠીક, પણ તેનું ઓસડ તો તમે જ્યાંથી આવોછો તેજ કમળમુખી છે.

ભોળા૦—કેમરે કમ્બખત ? તું મને ભાખુ બ.ખુ જાણેછ કે શું ?

આનંદ૦—વૈદરાજ, કૃપા કરીને બુમ નહિ પાડો.

ભોળા૦—તારા મનમાં તું મને શું જાણેછ ? બુમ તો એવી પાડંવાનો, કે આખું ગામ સાંભળશે.

આનંદ૦—મહારાજ, ધીમે બોલો, ધીમે બોલો.

ભોળા૦—વૈદને તું ભાખુ જેવો ગણેછ ? હમણા હું તને બતાવી આપુંછું કે તું કોણ, કમ્બખત, સ્હસ્હરા હરામખોર,—(આણંદલાલ રૂપિયા આપે છે) મહેરબાન, હું તમને નથી કહેતો, પણ દુનિયામાં કેટલાએક એવા માણસ હોય છે. કે બીજાની આબરૂનો વિચારજ કરતા નથી.

આનંદ૦—મહારાજ, મ્હેં કંઇ અપરાધ કીધો હોય તો ક્ષમા કરો.

ભોળા૦—નારે સાહેબ, કંઇ નહિ, કંઇ નહિ. અપરાધ કેવો ? વારૂ, સેઠ, શો હુકમ છે ?

આનંદ૦—મહારાજ, મ્હારે ને એને પૂરી મ્હોબત છે. મ્હારે સારૂ તો એ મુગી થઇને બેઠીછે. બચારી શંક બહુ દુખ—એને ગમે તે ઓસડ કરશો, પણ બોલવાની નથી.

ભોળા૦—કહેવત છે કની કે, "ઊંઘતો બોલે, પણ કંઇ જાગતો બોલવાનો છે." મ્હેં તો નાડ જોઇ ત્યાંથીજ ઢોંગ પકડી કહાડયોતો, પણ કોણ કહે ? વૈદનો ને વેશ્યાનો ધંધો બરાબર, સઘળાનાં મન જુઠું સાચુ કરીને રાખવાં પડે.

આનંદ૦—વૈદરાજ, તમે તો અશ્વનિકુમાર જેવા સર્વજ્ઞ છો, પણ મારા દુખ તરફ કૃપા દૃષ્ટિ કરો.

ભોળા૦—ઠીકી. માગ માગ જે માગે તે આપું; હું તુષ્ટમાન થયોછઉં.

આનંદ૦—ત્યારે, મહારાજ, ચંદ્રા સાથે એક પાંચ મિનિટ મ્હારે વાત થાય એવું કરો.

ભોળા૦—બોલ તારી મતલબ શી છે કહે. શાસ્ત્રમાં કહ્યું છે કે વૈદ્ય, ગુરૂ, ને રાજા આગળ પડદો રાખવો નહિ.

આનંદ૦—મહારાજ, મ્હારે એટલું કહેવું છે કે સરકારમાં જાઉં તો ત્યાં હું ખુલ્લું કહેજો કે મ્હારો બાપ મને પરાણે પરણાવે છે ત્યાં આ અરજી બરજી સઘળું તૈયાર છે, અને માજીસ્ટ્રેટની સ્વારી પણ આ ગામની પાસેજ પડી છે.

ભોળા૦—એવા કામમાં તે સરકાર વચમાં પડે ?

આનંદ૦—શા માટે નહિ ? પીનાલકોડની કલમ બરાબર લાગુ પડે છે. પુખ્ત ઉમરની છોકરીને મરજી ઉપરાંત પરણાવવી એમાં ને ગુલામ વેચવામાં શો ફેર ?

ભોળા૦—અરે ઓ કામાંધ મનુષ્ય, અહીંયાં તો ગાયકવાડ સરકારનું ધર્મરાજ છે.

આનંદ૦—પણ એ તમારા અધર્મ રાજથી અંગ્રેજી રૈયતપર અધર્મ નહિ થાય તો.

ભોળા૦—ભલું ત્હારૂં અંગરેજી રાજ કે ત્યાં અરજી નોધાતાં નોધાતાં તો નથ્થુકાકા પરણી પણ બેસશે અને અઘરણી પણ આવશે.

આનંદ૦—(માથું અફાળી) ત્યારે હું શું કરૂં ? બધે ઠેકાણેથી હું હારીને આવ્યોછઉં, તમે મળ્યા તે પણ દુઃખ મટાડવાને બદલે વધારો છો.

ભોળા૦—(હસીને) વૈદ્ય તો એમજ કરે. ( વિચાર કરીને ) વારૂ, હું તારા અંગરેજ કે રંગરેજ વગર તને પરણાવીજ આપું તો.

આનંદ૦—ત્યારે તો હું તમને પરમેશ્વર પ્રમાણે પૂજૂં કહો. તે આપું. પાંચશે પહોળીયાં રોકડા. ખુશખ્તી જૂદી.

ભોળા૦—પણ હું જેમ કહું તે પ્રમાણે કરવું પડશે હો.

આનંદ૦—કહેશો તે કરીશ. હું જીવ જવાથી પણ ડરતો નથી. ગમે તેમ પણ ચંદ મળેછ?

ભોળા૦—ઘેલા, જીવગયા પછી ચંદાને શું કરવાનો હતો? પણ વારૂ, પેલો હુમગશાહ તને ઓળખે છે ?

આનંદ૦—હા, ચંડાળ ઓળખે છે તો ખરો.

ભોળા૦—ફિકર નહિ, ફિકર નહિ. એમજ જાણ કે ત્હારૂં કામ થયું. ચાલ, ચાલ મારી જોડે અને હું કહું તેમ કર.

આનંદ૦—તમારો આજ્ઞાંકિત સેવક તમારી પછાડી યમદ્વાર સુધી આવવાને તૈયારછે.

ભોળા૦—ખરેખર ત્યાં સુધીજ જવુંછે, પણ અંદર પેસવું નથી. વારૂ, તું પછાડી છેટે છેટે ચાલ્યો આવ કે કોઇને વહેમ નહિ આવે.

આનંદ૦—ચાલો આગળ ચાલતા થાઓ. (મનમાં) આ કોઇ વિચિત્ર માણસ મળ્યુંછે, પણ મારા મનમાં એમ લાગેછે કે એનાથીજ મ્હારૂં કાર્ય સિદ્ધ થશે, અગર જો કેમ તેનો તો મને એણે એક શબ્દ પણ કહ્યો નથી. પણ ઇશ્વરનો હાથ સદાજ અદૃશ્યછે.

ભોળા૦—(મનમાં ખડખડ હસી પડીને) હવે હું પૂરો વૈદ્ય થયો, કે ભાખુપણાનું પણ મળ્યું. હા ! હા ! હા ! (હસેછે).

---

## પ્રવેશ ૩ જો.

### (સ્થળ—ઝુમખાશાહનો ઉતારો.)

કેસા૦—સેઠ, ઓ હકીમ આ યા.

નથ્થુ૦—સુવો, સાજો. મોતીની ગોળી કહીને પચાસ રૂપિયા લઇ ગયો, પણ કંઈ ગુણ તો જણાયો નહિ. મારોજ વાંક કે મેં આપ્યા; લેનાર તો જુગતી કરેજ તો. હુંડીનો ભાવ વત્તા લેવા સારૂ કાકોરજીનાએ સમ ખાઇચેછ; પણ સામો ધણી પક્કો હોયછે, તો તે એક પઇ પણ કંઇ વત્તી આપેછ કે? અરરર ! હુંજ.સાજો કાચો વરસ કુતરાને નાંખ્યાં ! (ભોળાભટ આવેછે.)

ભોળા૦—કેમ, સેઠ, તમારૂં મ્હોડું ઉતરેલું દેખાયછે? જોઊં તમારી નાડ, હાથ લાવો તો.

નથ્થુ૦—મ્હારે નાડ નથી દેખડાવી. આ પચાશ રૂપિયા મ્હેં એને આપ્યા તે કરતાં કોઇ ગોરા દાકતરને બોલાવ્યો હોત તોએ સારૂં. પચાશ રૂપિયા તે કંઇ કહેનાં થાયછ? કેટલાનો સર થયો?

ભોળા૦—સેઠ ગોરો દાકતર ગોરો દાકતર સું કરોછ? તેને એકબે વૈદકશાસ્ત્રના પ્રશ્ન પુછું, તો મારી સામો ફરીથી નહિ આવે. એકવાર હું સ્હુરતમાં એક પારસીને ત્યાં ઓસડ કરવા ગએલો, ત્યાં તેને ધીરજ નહિ રહી તેથી જંગલાને બોલાવ્યો. હું ત્હાં બેઠેલો ને પેલો ગોરો દાકતર આવ્યો, પેલા પારસીએ કહ્યું કે આ અમારા ગુજરાતી વૈદ છે. તે સાંભળીને તરત તેણે ટોપી ઉતારી, મ્હેં મારા જોડા હાથમાં લઇને સલામ કીધી. (તમને માલમ છે? અંગ્રેજ લોકોને ખાસડાંનું માન બહુ ગમેછ) પછી મ્હેં તે દાકતરને એક સવાલ પુછયો, સેઠ, તમને અંગ્રેજી આવડેછ?

નથ્થુ૦—ના. અમારા સા ભોગ લાગ્યાછ કે અંગ્રેજી ભણિયે?

ભોળા૦—સેઠ, તમે શહેરમાં રહોછ, ને અંગ્રેજી નથી શિખ્યા એ તો નવાઇ છે.

નથ્થુ૦—અમે સેઠિયા લોક અંગ્રેજી શિખતાજ નથી. કાગડાનું પીંછું કાનમાં ખોશી અમારે નોકરી કરવા તો કંઇ જવું નથી? અમારૂં અંગ્રેજીને અમારૂં શાસ્તર તે સ્હાડાસાતનો પા.

ભોળા૦—ઝુમખાશાહ, તમને તો એનો અભ્યાસ નહિ હોય?

ઝુમ૦—ના, મહારાજ. મને તો લખતાંએ નથી આવડતું. ધારણ તોળતાં આવડી એટલે અમે બધું શિખ્યા.

ભોળા૦—અરે! ત્યારે તમને કોઇને અંગ્રેજી નથી આવડતું?

ઝુમ૦—ના.

ભોળા૦—ત્યારે સાંભળો. મ્હેં તેને અંગ્રેજીમાં આ પ્રશ્ન પુછયો.

ટિવંકલી ટ્વિંકલી લિટલી ઇસ્ટાર્,
હાઊ આઈ વોંડેર્ વ્હાટ્ યૂ આર્;
અપ્ એબોવ્ ધી વરલડ્ સો હાય,
લાઇક્ એ ડાય્મોંડ્ ઇન્ ધી ઇસ્કાય.

આ પ્રશ્ન પુછ્યો કે દાક્તર તો મારા સામુંજ જોઇ રહ્યોની. મને કહે કે "તમે તો અમ લોક જેવું શુધ અગ્રેજી બોલોછો! એ કોની પાસે શિખ્યા?" મ્હે કહ્યું, કે સાહેબ અમે કાળા લોકને તમારા જેવું અંગ્રેજી તો કહાંથી બોલતાં આવડે? પણ ઠીક છે, કામ ચલાઉ, હવે, સેડ, એનો મા-એનો તમે સમજ્યા? એમાં એમ પુછ્યું કે વાલની કેવી ખાશિયત છે? ચટણી ગરમી કરે કે સરદી? માંદાને કયું શાક ખવડાવ્યું હોય તો અવગુણ નહિ કરે? વાયુ કેટલા પ્રકારના છે? એ ચાર સવાલ સાંભળતાંજ, સાહેબે તો પહોંચા કરડયા! પછી મને કહે કે "વૈદરાજ. તુમતો–બડા–ખબડદાર હો. તુમેરા જેસા–મેને–દુસરા–બે–વૈદ–કભુ–દેખા નહિ હૈ. અમકું–તુમ લોકકા—ખાનપાનકી–ખાશીએટકી–ક્યા ખબર?

ઝુમ૦—ત્યારે ગધેડીનો ઓશડ કરવા શેનો આવ્યો તો?

ભોળા૦—એજ પુછવાનું છે તો દાક્તરલોક હોંશિયાર હોય છે તેની હું ના નથી કહેતો, પણ આપણા લોકને તેની દવા ગાફક નહિ આવે. દાક્તર નહિ આપણા ખાનપાનમાં સમજે, કે નહિ આપણા શરીરની ખાશિયત જાણે. દાક્તરને એટલુંજ પુછજોની, દુધી ચણાદાળનું શાક કેમ થાયછે? તરત કહેશે કે મને નથી માલમ. તારે સાળો ઓસડ શું કરવાનો? બાપનું તોરડું! પણ આપણા લોક એવા બેવકુફ છે કે હાથે કરીને તેની પાસે મરવાને જાયછે.

નથ્થુ૦—એ તો ખરૂં. દાક્તર લોકો તો એવા નિર્દય હોયછે, કે પાંચ દશ દહાડા દવા કરે, ને સારૂં નહિ થાય, તો પલાષ્ટર મારીને ટપ મારી નાંખે.

ભોળા૦—પછી મ્હેં દાક્તરને કહ્યું, કે તમે અમારા ખાનપાનમાં નથી સમજતા તો ચાલ્યું, પણ પેટમાં દુખતું હોય ત્યારે નાડ કેમ ચાલે તે તો કહો. ત્યારે શો જવાબ દીધો તે જાણોછ કે? કહેકે "અમલોકકું–નાડીકી–સમજ–નહિ."

નથ્થુ૦—હા, રે. પેટમાં ગોદા મારે. "જીભ બટૌ, જીભ બટૌ" કરે, ને પછી હકીગત પુછે. પણ આપણા વૈદની પરે નાડી પકડીને તમને આમ થયું છે, તેમ થયું છે—એવુંનો કદી કહે નહિ.

ઝુમ૦—મહારાજ, વાતજ કર્યાં કરશો કે? રાત થોડી ને વેષ ઘણા.

ભોળા૦—ઝુમકાશાહ, ઘધણવા ન માંડો. આજ સાંજે તમારા લગનની વેળાએ એને ઘોડા જેવી કરી આપવી. અમારેતો સૌની ફિકર, તે

જો તમારી પઠે રડતા ફરીએ તો મરી ન જઇએ ?

ઝુમ૦—ચંદા, આમ આવ. ( આવે છે. )

ભોળા૦—(નાડ જોઇને ) નાડમાં કાંઇ રોગ નથી. સારૂં થઇ ગયું.

નથ્થુ૦—શું ધુળ સારૂં થયું? બોલેછે ક્યાં?

ભોળા૦—હજી નથી બોલતી ? (વિચાર કરીને) ઝુમખાશાહ, તમને કાંઈ બીજો વહેમ નથી ? અંગરોગ તો હવે બાકી કાંઈ નથી જો.

ઝુમ૦—હું તો ઘરથી કહુંછું કે વૈદનું કામ નથી.

ભોળા૦—ના, હતું તો ખરૂં, પણ હવે વૈદનું કામ થઈ રહ્યું. વારૂ, હવે થોડા ચોખા લાવો.

નથ્થુ૦—મહારાજ, તમને દાણા જોતાં આવડેછ ?

ભોળા૦—થોડું ઘણું વૈદલોકને એ વગર ચાલે નહિતો. પણ અહીંયાં એક બ્રહ્મચારી બાવા આવ્યા છે તે તો મંત્રશાસ્ત્રમાં ફીટ છે.

ઝુમ૦—ક્યાં ઉતર્યા છે ?

ભોળા૦—તમારે ગમે તો તેને બોલાવો. મને કાંઈ રીસ નથી.

નથ્થુ૦—ના ના, વૈદરાજ. એકથી ભલા બે. તમારૂં પરઠેલું તો તમને આપીશું. તમે પ્હેલા ને પછી તે. કહોની ક્યાં ઉતર્યા છે, જરા તેનું પાણી તો જોઇએ.

ભોળા૦—ના, ના. શેઠ, હું તો ખુશજ એ વાતે. બોલાવો, મહાદેવના દહેરામાં ઉતર્યા છે.

નથ્થુ૦—હરિયા, હરિયા. (આવે છે.) મહાદેવના ડેહેરામાં નવા બંભચારી બાવા આવ્યાછે તેને દોડતો તેડી લાવતો.

હરિ૦—આ દોડ્યો ! (દોડે છે.)

ભોળા૦—હવે મંડળનો સામાન લાવો કે માંડતા થઇએ.

નથ્થુ૦—કહો તે કમાલ આણી આપે. બોલો.

ભોળા૦—( કમાલને) એક મોટો પાટલો લાવ. ચાર શેરેક ચોખા લાવ. પાંચ નાળિયેર, વીસ સોપારી, પઇનું કંકુ, પઇનું સિંદૂર, ને એક દોરૂ ધોતીઉ લાવ. સેઠ, તમે વીસ પૈસા કહાડો ને પંચાયત દેવના આગળ મૂકવાને અકેકો રૂપીઓ.

નથ્થુ૦—મહારાજ, રૂપિઆની જગોપર બે આની મેલીશું તો ચાલશેકની?

ભોળા૦—નારે! એતો રાંડ થઇ. રૂપિઓ એતો મરદનું નામ.

નથ્થુ૦—ત્યારે અડધો અડધો.

ભોળા૦—અરે! એ શું શુકનમાં બોલ્યા? અડધે તો અડધું કામ થાય.

નથ્થુ૦—લો, એતો કમાલ લાવ્યો. હવે કાંઇ બીજું?

ભોળા૦—ના, હમણાંતો કાંઇ નહિ. તે તો ઉપચાર વેળા. (પાટલાપર ચોખાની ઢગલીઓ હારબંધ કરીને મૂકે છે તે ઉપર પૈસો ને સોપારી મૂકે છે, અને ચાર ખૂણે મોટી ઢગલીપર નાળીયેર મૂકે છે.) વચમાં કળસ તો ભૂલીજ ગયા. એક અજવાળીને ચોખું પાણી ભરી કળસિયો લાવ તો. ઉપર લોટી પણ લેતો આવજે. (લાવે છે, તેને વચમાં મૂકી ઉપર ધોતીઉં હોરાડે છે.) એક આરતી ને અગરબત્તી, થોડું કપૂર. પરસાદને સારૂ કંઈ ફળ ફળાદી, ને શેઠ, દક્ષણા.

નથ્થુ૦—શું આપું?

ભોળા૦—યથાશક્તિ, પણ રૂપાનાણું જોઇએ. (પૂજન કરીને મોટો ઘાંટો કહાડી આરતી ઉતારે છે.) ચંદા, તું આમ સામી બેસ, એનું જન્મ નામ ચંદાજછે કે બીજું?

ઝુમ૦—મહારાજ, એજ.

ભોળા૦—ચંદા, આ ચપટી ચોખા તારા હાથમાં લે, ને આ વચલા કલશ સામું જોયા કર. (મંડળની આસપાસ એક પ્રદક્ષિણા કરી મંત્ર ભણતો હોય તેમ ચંદાના કાનમાં) હું તારા ભલામાં છઊં. તારો બાપ ઝખ મારેછ. (મોટેથી) છૂ! (બીજી પ્રદક્ષિણા કરી) ગભરાતી નહિ, ચમકતી નહિ. હું તને આજે આનંદરાય સાથે મેળવુંછું. મોટેથી છૂ! છૂ! (ત્રીજી પ્રદક્ષિણા કરી) આજે હમણા બ્રહ્મચારીને વેશે આવે છે. તું છાની રહેજે, ને હું કહું તેમ કરજે. (મોટેથી છૂ! છૂ! છૂ!)

હવે એ ચોખા આ પાટલાપર મેલ. શેઠ, હવે બ્રહ્મચારીબાવા આવે એટલી વાર.

ઝુમ૦—વૈદરાજ, એ હોંશિયારછે ખરા?

ભોળા૦—જેછે તે તમે જોશો. તમારી મરજી થઇ તો તેમ. મારેતો એની સાથે બે ઘડીનું ઓળખાણ છે, પણ એટલામાં મારી નજરમાં ઉતર્યા. સ્વભાવ શું ગંભીરછે જો. હું જેમ લવારો કર્યા જઉછું તેમ તે કરે

એવા નથી. કોઈ મહા તપસ્વી છે. ઝાઝું તમારે એને પૂછ પૂછ નહિ કરવું. પૈસાને તો એ અડકતાજ નથી. પછી એમને કોઇની શી નિશબત.

હરિશ્ચં૦—આવ્યા વૈદરાજ, તમારૂં નામ દીધું ત્યારે કેમ કેમ કરતા આવ્યા.

( આનંદરાય બ્રહ્મચારીને વેષે આવેછે. )

નથ્થુ૦—પધારો, મહારાજ. (પગે લાગે છે)

ભોળા૦—બ્રહ્મચારી બાવા, બહુ કૃપા કીધી. જરા તમારૂં અહીંયા કામ પડયું છે.

આનંદ૦—અચ્છા !

ભોળા૦—(આનંદરાયના કાનમાં) બધો પાઠ બરાબર ગોખી મુકયોછે કે ?

આનંદ૦—બોલે બોલ.

ભોળા૦—તે એ ઝાઝું બોલવું નહિ, (મોટેથી) મહારાજ તે આ બાઈ.

આનંદ૦—(ચંદા તરફ જોઇને) અબલા, સબ અચ્છા હોયગા. ફિકર મત રખ.

ભોળા૦—મહારાજ, આ ચોખાછે તે તમે જુઓ.

આનંદ૦—વૈદરાજ, તુમ દેખો. મ્હેં બેઠા હું.

ભોળા૦—ના, ના, મહારાજ તમેજ જુઓ.

આનંદ૦—ના હા કી બાત હમેરી પાસ નહિ. તુમ દેખો. કુચ ચૂક હોયગો તો મ્હેં કહુંગા.

ભોળા૦—મહારાજ, તમારા પ્રતાપથી ચૂક તો નહિ પડે. જુઓ. (પેલા ચોખાને હાથમાં ન્યાળી ન્યાળીને જોયછે.) અહો ! આતો પિશાચ ને પિશાચણી વળગ્યાં છે ! કેમ, મહારાજ ?

આનંદ૦—(ડોકું ધુણાવી) સચ.

ભોળા૦—ચંદા, તું પંદર વીસ દહાડા ઉપર આંબલીના ઝાડ તળે બેઠીતી ?

ચંદા૦—(ઇશારતથી હા કહેછે.)

જુસ૦—હમારા વાડામાંજ છેની.

ભોળા૦—સુરજ ઉગવાની તૈયારી હતી કેમ ?

ચંદા૦—(ઇશારતથી હા કહેછે)

ભોળા૦—તે ઝાડ ઉપર એક કાગડોને કાગડી હતાં ?

ચંદા૦—(ઇશારતથી હા કહેછે.)

ભોળા૦—તારો ચોટલો છૂટો હતો ?

ચંદા૦—(ઇશારતથી ના કહેછે).

ભોળા૦—તને તે યાદ નથી. એક લટ તારી છૂટી હતી. એ કાગડો ને કાગડી તે પિશાચને પિશાચણી હતાં. તેને તેં કાંકરો મારી ઉડાડી મૂક્યાંતાં ?

ચંદા૦—(ઇશારતથી હા કહેછે.)

ભોળા૦—શેઠ, તે દહાડાનું એ વળગણ છે. તે બન્ને ક્રીડા કરતાં હતાં, તેમાં એણે ભંગ પડાવ્યો, તેથી કોપાયમાન થઇને વળગ્યાં છે. ઝુમખાશાહ, તમે આ લગ્નની વાત કહાડી તે દહાડાથીજ એ મૂગી થઇછે કની ?

ઝુમ૦—હા, મહારાજ,

ભોળા૦—તેની ક્રીડામાં ભંગ પડાવ્યો તે કેમ એને ક્રીડા કરવા દે. બ્રહ્મચારી બાવા, હવે શિવ પ્રયોગ ચલાવીએ કેમ ? બે ત્રણ દહાડાનું કામછે.

નથ્થુ૦—હમણાં ને હમણાં બોલતી કરો ત્યારે ખરી વાત.

ઝુમ૦—અરે આજ સાંજનું મુરત જાય તો!

આનંદ૦—શિવપ્રયોગકા ક્યા કામ હૈ ? એક રાગ સુનાયા કે હો રહી ?

ભોળા૦—હા. રાગપ્રયોગ તાત્કાલિક તો ખરા પણ હાલ તે કોને આવડેછે. તેમ સતયુગમાં થતું.

આનંદ૦—વૈદરાજ, ભલાભલી પૃથ્વી હૈ!

ઝુમ૦—હા, હા, તેજ કરો.

નથ્થુ૦—બ્રહ્મચારી બાવા તેજ કરો.

ભોળા૦—ચલો, ત્યારે આજે એક નવી વિદ્યા શિખીશું. મહારાજ, એ પ્રયોગ અહીંયાંજ થશે કે ?

આનંદ૦—યહાંતો સિરપર છપરા હૈ.

ભોળા૦—ત્યારે આ પછાડી મોટો બાગછે.

આનંદ૦—અચ્છા.

ભોળા૦—ત્યારે પધારો ત્યાં મહારાજ. ચંદા તું એમની પછાડી ચાલી જા. જોકે તારો બેડો પારછે. હરિયા, દોડતો, બાગના ખુણામાં બે ખુરસી મૂકી આવ.

કુશ૦—ચલો ને આપણે પણ જોઇએ તો ખરા.

ભોળા૦—ખબરદાર ! એનો એક અક્ષર જેના કાનમાં પડ્યો તે હાથથીજ ગયો એમ જાણજો. અહીંયાં ઉભા ઉભા જોવું હોય તો જોયા કરો.

( ચંદા ને આનંદરાવ બાગમાં જાયછે. )

નથ્થુ૦—રાગથી તે, મહારાજ, ભૂતડાં જાય ખરાં ?

ભોળા૦—શેઠ, મંત્ર તે શુંછે ? રાગ, રાગ. બીજું કાંઈ નહિ. પણ હાલના સમામાં ફક્ત રાગથી કામ કરવું એ અઘરી વાત છે.

કુશ૦—આ બ્રમ્હચારી બોલતી કરશે ?

ભોળા૦—ભાઈ, તેતો પરમેશ્વર જાણે. તમે બોલાવ્યા છે તે હવે જે કરે તે જુઓ.

નથ્થુ૦—એમ, ન બોલો, એની સાથે અમે કાંઈ બોલ ચાલ કીધી છે ? પરઠ્યું છે તે ને બીજું જે અમારે આપવું હશે તે અમે તમને આપીશું કે એને ?

ભોળા૦—તેતો ઠીકજ છે તો. વૈદના પૈસા ભગાય. ભૂવાના ભગાય નહિતો. નહિ આપો તો અમે પાછું તમારૂં ભૂત તમારે ત્યાં ન મોકલીએ?

નથ્થુ૦—ત્યારે કહો કે મારે બોલતી કરવી.

ભોળા૦—તે કાંઈ હું ચુકવાનો છ ? આતો જોઇએ છઇએ કે નવા આવેલા છે તેમાં કેટલું પાણી છે. જુઓ તો ખરા એમના મ્હોં તરફ ? શું રાગમાં લે લીન થઈ ગયાછ ?

(ગઝલ.)

ખરી ટેકી તું તો પ્રમદા, પ્યારી ચંદા ! પ્યારી તું સદા,<br>
અમું પૂછે ચકોરો હું, પલક એકે નહીં ખોઉં;<br>
કીધો ખુબ ખેલ ! તને શાબાસ ! ઈશક જંગે થયો હું દાસ,<br>
પણ સુંદરી ! રહેવાં શિદ દુઃખ ? ધરી હિંમત કહી દે મુખ.<br>
લીધું દર્દ તેં પ્રીતિ પેચે, ટળે તેતો ત્રિયા સ્હેજે,<br>
મને દર્દ જે પીડે આઠ જામ, તેને ટાળે એવો કોણ ? રામ;<br>
નથી કો તબીબ નથી ઇલમી, ઢુંઢી થાક્યો ! વસી દિલ્હ ગમી,

મારી તું તબીબ રે તું ધન્નમી, દવા દે પુરી ! કહું છું નમી.

ઝુમ૦—હમણાં તો શાંત બ્રહ્મ જેવા દેખાતાતા ને આમ કેમ ?

ચંદા૦—(એકદમ બેઠી હતી ત્યાંથી ઉઠીને) ગભરાશો નહિ, હું હવે એ પાપી બાપના માથામાં મારીને તમારી સાથે પરણુંછું.

નથ્થુ૦—ઓ ! એના હોઠ હાલતા દેખાયછે.

આનંદ૦—હમણાં છાની રહે. ઘરની બહાર નીકળ્યા પછી.

ચંદા૦—શા માટે દગો રાખીએ ? ચલો ચાહન ચાલ્યાં જઇએ.

ભોળા૦—(મનમા) મોંકણ મંડાઈ !

ચંદા૦—(બધાં બેઠાંછે ત્યાં આવીને) હુંતો એની સાથે જાઉછું. શું કરોછો ?

આનંદ૦—( જુસ્સાથી ) આવો, જેની તાગાદ હોય તે મારી સામાં-(ચંદાનો હાથ પકડી) ચાલ, પ્યારી, મારી જોડે. મારી સ્ત્રીને મારી પાસેથી દૂર કરવાને કોણ સમર્થ છે.

ઝુમ૦—રાંડ, શું લવેછે ? કોની સાથે જાયછે ? ( પછાડી મારવા દોડેછે. )

આનંદ૦—ઉભો રહે ગયેડીના ! (એમ કહી ઝુમખાશાહને મારેછે.)

ભોળા૦—( મનમાં ) બાજી ગઈ હાથથી ! મુરખને ભરોસે હું ફજેત થયોને માર્યો જવાનો. જરા ધીરજ ન રખાઇ. કંઈ ઉપાય ?

નથ્થુ૦—વૈદરાજ આ શું ? કમાલિયા, પકડતો એ લંમચારીને.

ભોળા૦—(હાથમાંથી એક લીંબુ આનંદરાય તરફ ફેંકેછે પાણીની એક અંજલી છાંટી) હનુમાન વીરની આણ કે તું બોલે તો છુ ! છુ ! છુ ! (કાનમાં જઇને) કેમ અધીરો થઈ ગયો ? રહે છાનો, નહિતો માર્યો જઇશ, અને કન્યા બળાત્કારે ડોસાને પરણાવી દેશે એનો બાપ. ( મોટેથી) છુ ! છુ ! છુ ! (ચંદાના કાનમાં) રહે છાંની, નહિ તો પેલા મડા સાથે હમણાં પકડીને સિપાઇઓ પરણાવીજ દેશે. હું હમણા રસ્તો કહાડુંછું ?

નથ્થુ૦—ઝુમખા (સાથે ) આ શું ? આ શું ?

ભોળા૦—શું શું, તમારા બ્રહ્મચારી બાવાએ મોંકણ માંડી. પિશાચ-

ણી ચંદામાં રહી ને પિશાચ આવી ને એનેજ વળગ્યો. સ્ત્રી પુરૂષના બંને ભાવ કરેછે તે જોયાકની?

આનંદ૦—(ભોળાભટને પગે લાગી) મહારાજ, અબકુચ ઉપાય? મ્હેંતો હેવાન હો ગયા!

ભોળા૦—સાંસતા પડો, મહારાજ, સાંસતા પડો. મ્હેં ના નહોતી કહી કે એ પ્રયોગ નહિ ચાલે?

નથ્થુ૦—કાંઇ કરો, મહારાજ, કાંઈ કરો.

ભોળા૦—હાજરા હજૂર, અંબિકા માત, સેવકની લાજ રખેતું આજ, જયજય બિરદાલી; પાવાઘડવાલી, સહાય કર મ્હારી, હુંરૂછે* તારી બેઠિ તું, જાયછે નોક, આવ આવ બે ચડી ઝટ! (એમ કહીને મ્હોંમાંથી રાળના ભડકા કાઢેછે) લાવ, બે લીંબું, જરા સિંદૂર, એક કાજળનુ કોડીયુ, એક નાડાછડી. (લીંબુંમાં સિંદૂર ભરીને તથા ઉપર કાજળ ચોપડી મંત્રેછે.) જુઓ, આ લીંબું કેવું ઉછળે છે? જમણાની પછાડી, બ્રહ્મચારી, તું ચાલ્યો જા; અને ડાબાની પછાડી, ચંદા, તું. એ જ્યાં લગી જાય ત્યાં લગી એની પછાડી ચાલ્યા જાઓ. પાછું ફરીને જોતાં નહિ, મ્હોંએ બોલતાં નહિ. આ નાડાછડી હાથમાંની હાથમાં રહેવા દેજો. છોડી કે માર્યાં જ ગયાં જાણજો. મસાણકાંઠે એ બંને લીંબું અટકશે. ત્યારે, બ્રહ્મચારી બાવા, તમે જાઓ. સાવચેત થશો. સાવચેત થયા કે તુરત પલાયન મંત્ર ભણીને માંગલ્ય કાર્ય આરંભજો, અધરામૃતનું પાણી પીજો, અને ભોળાભટનું પૂજન કરજો. જાઓ! વાર લાગેછે. આપણામાંથી રખે કોઈ એમની તરફ જોતા. (મેસના ચાંલ્લા નથ્થુકાકાને તથા કુમખાશાહને કરેછે.) આવો હું રક્ષા કરૂં. જાઓ બ્રહ્મચારી બાવા, તમને જશછે, અને તમારા શત્રુનાં મ્હોં કાળાંછે.

(ચંદાને આનંદરાય જાયછે.)

કુમ૦—ક્યારે પાછાં આવશે?

ભોળા૦—અડધા કલાકમાં, જાઓ, તમે તમારે હવે લગનનો આરંભ કરવા માંડો. પાછલો પહોર તો થવા આવ્યો છ ને સાંજે મુરતછે.

નથ્થુ૦—હવે, એ બોલશે ખરી?

ભોળા૦—સાંભળ્યું કે નહિ? એતો જરા પેલા મૂર્ખાએ ઓડને ઠેકાણે

ચોડ વેતર્યું તેને લીધે આટલી પંચાત પડી. હવે મ્હારૂં પરઠ્યું આપશો કે નાહ?

નર્મદ્શું૦—ઇનામ સાથે, ચલો મ્હારે ઉતારે.

---

## પ્રવેશ ૪ થો.

( સ્થળ—વસનજીનું ઘર. )

વસ૦—તમારામાં આટલી વધા છે, તેતો અમે જાણતાજ નહોતા જો. વારૂ તમે દેસ્હાણને જુવોની એને શું થિયુંછ.

ભોળા૦—દેસ્હાણ, તમારો હાથ મને ઝાલવા દેતો. હાથ એક ધણી ઝાલે, કે વૈદ ઝાલે.

કુંવ૦—વૈદની શી ફકર? વૈદ તો બાપ બરાબર.

ભોળા૦—હોવે, તમારાં પોર્યાના પણ બાપ. (નાડ જુએ છે.)

વસ૦—લો, આ દક્ષણા મહારાજ.

ભોળા૦—હવે મને નાડમાં સુઝવા માંડ્યું ખરૂં. (નાડ જુએછે.) નાડમાં મને કંઈ સમજ પડતી નથી. દેસ્હાઇ નાડમાં તો કંઇ રોગ જણાતો નથી. (મનમાં) રાંડે મને માર ખવડાવ્યો તેની હવે કંઇ વેતરણ કરૂં.

વસ૦—અમને પણ એમજ લાગેછે. કોઈ દહાડો ખાતીજ નથી, ને કોઇ દહાડો ખાય ત્યારે સામટુંજ.

ભોળા૦—કાંઇ નહિ, આપણે એની તદબીર કરિયેછ. એક સગડી લાવો, ને થોડોક મને ગુગળ આપો. (લાવેછે.) એ સગડી સળગેછે એટલામાં મને પરીક્ષા કરવાદો. દેસ્હાઇ, જેમ રોગ નાડ પકડ્યાથી પરખાય છે તેમ આડાની પરીક્ષા શરીરનો બીજો ભાગ પકડ્યાથી થાય છે. તે કહોતો પકડું.

વસ૦—તે કયો ભાગ હોસ્હે સ્હસ્હરો?

ભોળા૦—ગભરાતા નહિ, માત્ર ગાલજ, બીજું કંઇ નહિ.

વસ૦—ગાલની તો કંઇ ફકર નહિ. તેતો પકડો.

ભોળા૦—( દેસ્હણના ગાલ પકડેછે. ) સ્હસ્હરા હાથમાંએ આવતા નથી ને બરાબર.

વસ૦—રોગે રોગે સુકાઇ ગયા.

ભોળા૦—ગાલ તો હાથમાં આવે એવા હોય તેજ સારા. ઓહો!

એને તો જીવતી ડાકણુંની આડી નજર લાગી છે. જો સીધી નજર લાગી હોત, તો તો આટલા દહાડા કહાડતજ નહિ.

વસ૦—તેનો કાંઇ ઉપાય બતાવો, મહારાજ.

ભોળા૦—તદબીર કરિયેછની. આજથી તમે ચાર પાંચ મહિના ઉપર કાંઈ ધોળી જણસ ખાધીતી ?

કું'વ૦—હા, સમછરીને દહાડે દુધપાક કર્યોતો ખરો.

ભોળા૦—ઠીક, તે દહાડે તમે એકલાં ખાવા બેઠાંતાં ?

કું'વ૦—હા ! ઓહો ? મહારાજ કેવા કેવા દાખલા આપેછ !

ભોળા૦—તે વખત તમારા ઘરમાં કોઈ રાતો સાલો પહેરીને બ-પોરી દીવો કરવા કે દેવતા લેવા આવી હતી ?

શિવ૦—દીવો કરવા ! ત્યારે તો તે રાંડ ડાકણ આપણી પડોસમાં રહે કે સું ? સાંભળોછ કે ? તે રાંડનાં નાક કાન કાપીને ગામ બહાર કાહાડી મેલાવો, નહિ તો આપણને પણ નડસ્હે.

ભોળા૦—થાયછ, હું તેનીજ તદબીરમાં છઊં. (મનમાં) રાંડ, તારી ચેતરણ તો એવી કરૂંછ કે જનમ લગી તું મને યાદ કરે.

શિવ૦—તદબીર કરતા હો તો વહેલી કરો.

ભોળા૦—દેસ્હાણ, મને તેનું નામ કહો.

કું'વ૦—(વસનજીના કાનમાં) તે તો શિવકોર ભટાણી આવી હતી, પણ તેનું નામ કેમ દેવાય ?

વસ૦—(કુંવર દેશાણના કાનમાં) પણ વાત ખરી ! આજે સવારે મને આડા આડા જબાપ આપ્યા ત્હાંથીજ મેં જાણ્યું કે એનામાં કંઇ વિકાર છે. (મોટેથી) ભોળાભટ, નામ દેવું એ વાત સહેલ નથી. અમથી દુશમનાઇ થાય. તમે નામ પકડી આપો, ત્યારે ખરા.

ભોળા૦—તેમ ત્યારે. મારો વિશ્વાસ નથી આવતો તેથી પરીક્ષા જોવી છે કેમ ? ભાઈ, કહેવતજ છેકની, "ઘરકા જમાઈ બેલ બરાબર." વારૂ, ઠીક છે. આ સગડી સળગી તો. (મ્હોંથી ખોટું ખોટું બબડીને "છૂ છૂ" કરીને સગડીમાં ગુગળ નાંખેછે.) આવો, દેસ્હાણ, આ ધૂપ લો. હવે ના-અને ઠામ બધું જણાઇ જશે. હું કોઇની શરમ રાખું એવો નથી.

શિવ૦—(ભોળાભટના કાનમાં) કોઇ મોટાના ઘરનું નામ આવે, તો કહેતા નહિ હો ! ઉલટું આપણે વેર બંધાશે.

વસ૦—(કુંવર દેશાણના કાનમાં) જોયું ? રાંડ ડાકણ હવે કેવી ગભરાયછે!

ભોળા૦—જુઓ દેસ્હાઇ, દેસ્હાણનું મ્હોં કેવું લાલચોળ થઈ ગયું ? એની આંખ કેવી તરેછે ? એમાં પ્રવેશ થવા માંડ્યોછ. એમાં તમે જોયા કરજો, જે હશે તેની છાયા પડશે. જુઓ, જુઓ ! પગતો દેખાવા માંડ્યા ! (મંત્ર ભણવા માંડેછે.)

વસ૦—(ફુજતો ફુજતો દેસ્હાણના કાનમાં) એ રાંડની છાયા બરાબર ઓળખાય છે.

ભોળા૦—( પોતાના મનમાં ) અરે ! ભગવાન ! આ શું દેખાયછે ! ( માથે હાથ મુકે છે ).

વસ૦—કેમ, મહારાજ કોનું નામ આવેછ ?

શિવ૦—હેં ! શું આવેછે ? તે રાંડનુ નામ મને કહો તો.

વસ૦—(મનમાં) જોઇ ! રાંડ કેવો ઢોંગ કરેછ !

ભોળા૦—મને નહિ પુછો. એમાં જે દેખાય તે ખરૂં, જુવો.

શિવ૦—(જુએછે) હુંતો જોઉં તે રાંડ કોણ છે. દેખાય છે ખરૂં ! આટલાં વરસ હું પાસે રહી, પણ એનામાં આટલો છલમ છે એ હું જાણતી નહોતી. મ્હોં બરાબર દેખાયછે, વારૂ એ કોણ હશે ? અરે ! આતો મ્હારૂં મ્હોં દેખાય છે. હાય ! મ્હારા પીટ્યા જાદુગરા, મ્હારૂં મ્હોં કેમ દેખાયછે ? ત્હેં મને ખાસડાનો મારબાર ખવડાવવો ધાર્યો તો કે ? પીટ્યો લુચ્ચો, ઢોંગી, કપટી, દગાખોર, અશીક્ષિયો. (જતી રહેછે).

વસ૦—મહારાજ, હવે કંઇ એનો ઉપાય બતાવો.

ભોળા૦—દેસ્હાઈ, હુંતો મહા ચંતામાં પડ્યોછ. આગળથી આમ જાણતો હોતે તો ધૂપજ નહિ કરત. હવે હું શું બતાવું ? ઘરની રાંડની ફજેતી કેમ કરાય ? આપણી જાંગ ઉઘાડીયે તો આપણે નાગા દેખાઇયે.

વસ૦—પણ અમે કોઇને કહીએ એવા કંઇ ગાંડા છઇએ ? ને બીજું તમારા ઘરમાં જીવતી ડાકણ હોયહે, તો પછી તમારા શા હાલ ? માટે એમાં તો તમારો અને અમારો બંનેનો ફાયદો છે. કાંઇ સહેલો ઉપાય બતાવોની કે એ જીવતી ડાકણ છે તે મટે.

ભોળા૦—સારે સાંભળો દેસ્હાઈ, તમારા ઘરમાં માણસ તો ઘણું છે. તેની પાસે પકડીને એને બંધાવો, મ્હારી રજા છે. પછી એને મેસતી પીચળ કરો, માથામાં દીવેલ ઘાલો, તે પછી મરચાંની ધુણી દો. એને ખાળ-કુંડીનું પાણી પીવડાવીને દશ દશ ખાસડાંના ઝપેટા બધાં માણસ પાસે મરાવજો. પછી તો એનો ચોટલો બોઅવવો પડે, એતો કંઈ ઠીક નહિ. હાં! તેનું આમ કરજો: માથા પછાડીના ફરતા બબે આંગળ વાળ કતરાવી નાંખવા એટલે ભાવટ્ઠ ગઈ. (મનમાં) એ સ્હસ્હરો દેસ્હાઈ મ્હારી વહવા-ડમાં માથું ઘાલવા આવ્યો તો માટે એને પણ જરા શિક્ષા પહોંચાડવી. (મોટેથી) પછી તમારે શું કરવું દેસ્હાઇ? દાઢી મુછ મુડાવી નાંખવાં, (તમારા ઘરમાં નજર લાગીછે એટલે તમારે જાતેજ કરવું પડશે.) ને પછી એને શેર બરફી ખવડાવી—હં! હં!—ખવડાવીને રૂપિયો આપવો. એમ એક આઠ દહાડાલગી કરશો એટલે પછી દેસ્હાણુ પણ સારાં થશે ને મ્હારાં ભટાણી પણ ઠેકાણે આવશે. તમારે કરવું હોય તો એમ કરજો, મ્હારી તરફથી રજા છે. હુંતો જાઊંછું. (જાયછે.)

## પ્રવેશ ૫ મો.

### (સ્થળ—ઝુમખાશાહનો ઉતારો.)

ઝુમ૦—વારુ, વૈદરાજ, છનું મન પાછું ઠેકાણે આવશે ખરું?

ભોળા૦—એ વિદ્યાર્થી બહુ હોશિયાર છે. જુવો કલાક અડધા કલાકમાં એ એવું કામ કરશે કે તમારે બોલવુંજ નહિ રહે.

ઝુમ૦—જોયું કની કેવી રાંડ હઠીલી છે?

ભોળા૦—હોય. છોકરીઓનાં કામ એવાંજ હોયછ.

ઝુમ૦—અરે! રાંડ છગનિયાની પછાડી ઘેલી થઇ ગઇછ!

ભોળા૦—હોય, જુવાનીનો જુસ્સો છે. પણ ગાંડી કે આવા પૈસા-દારને પરણવાની ના કહેછ. આનંદ પછી કહાં જતો રહેવાનોછ? એટલી એનામાં બીજાં બૈરાં જેટલી સમજ નહિ.

ઝુમ૦—મ્હેં જે દહાડાનું જાણ્યું કે છગનિયાને પરણવાનું મનછે ત્યારની એને તાળામાંજ રાખી હતી.

ભોળા૦—બહુ ડાહ્યું કામ કીધું. તાળામાં મહા ગુણછે, દેવાયતો.

સુસ૦—મ્હેં એમને જરી મળવા નથી દીધાં. લઇને હરામખોર નાશી જાય તો પછી આપણે શું કરીયે ?

ભોળા૦—પછી આપણે તો શું કરિયે ?

સુસ૦—શોડીઓને કાયદામાં રાખવામાં તો હું હુંશિયાર છું. બધાને માલમછે કે બૈરાંને દાબમાં રાખવાની કળા તો મ્હારી પાસેછે. ને વૈદરાજ, એ કળા કંઈ સહેલી નથી, બહુ બુદ્ધિનું કામછે. હંકારતો રાજા રાવણના નથી રહ્યા, પણ હંકાર કરૂં તોએ ચાલે એવું છે. બીજો કોઇ બાપ હોય કેની તો તેના હાથમાંથી ક્યારની નજર ચુકાવીને રાંડ છગનીયા સાથે પરણી બેઠી હોત.

(શિવકોર આવે છે.)

શિવ૦—પેલો લુચ્ચો, જુઠો, પાપી ઢોંગી, વૈદ કહાંછ ?

સુસ૦—અરે ! આ કુણ આવ્યું ?

શિવ૦—કેમ કેમ ! પીટયા મને મારી નાંખવી ધારીતી કે ?

ભોળા૦—અરે ! આ ગાંડી બૈરી કોણ છે ? કહાંથી આવી ?

સુસ૦—વૈદરાજ, ગરીબ જાણીને બચારીને કંઇ ઓસડ કરો.

ભોળા૦—દક્ષણા વગર ઓસડ થાય નહિ તો. તમે દક્ષણા આપતા હો તો હમણાંને હમણાં એને સારી કરૂં.

શિવ૦—પીટયા મને ઓસડ કરવા નિકળ્યોછ કે ? આવતો ખરો.

ગરબી.

તુંતો જાણે ભાંજું ભવની ભાવટ રહેજમાં જો;
મુરખ તું પુરો; શું આવું હું તુંજ પેચમાં જો ?
ત્હારિ ગોળિ ખાધે હોળિ નહીં દેખિયે જો;
હમે ચતુર વિચિક્ષણ તનેજ વેચિયે જો;
ઓસડ ધણીં તણાં જો વામા ખાતી હોય કદા જો;
જગતમા બધા કરેજ વૈદું સદા જો.

ભોળા૦ (શિવકોરના કાનમાં) રાંડ, રોજ બરફી બરફી કરતી તે તને બરફી ખવડાવી. બૂમ શેની પાડેછ ? રૂપિયો મને આપ.

શિવ૦—ઉભો રહે, પીટયા, તને રૂપિયો આપુંછ.

( હરિયો અને કમાલખાં આવેછે ).

હરિ૰—દગો થયો ! દગો થયો ! આનંદલાલ વિદ્યાર્થીનો વેશ લઈને આવ્યો હતો તેની સાથે ચંદા તો પરણી, અને આ ચોર વૈદે—

નથ્થુ૰—હેં ! હેં ! હેં ! પકડો તો કમ્બખતને ! મ્હારી સાથે દગો કીધો ! જાતો કમાલખાં, ઢેંડોબા દાદાને ત્હાં. હમણાં એ સુબા પાસે એની ખબર લેવાડુંછ,એનું આપણે ત્હાં ખાતુંછે એટલે એતો આપણા કાચા સુતરના બાંધેલોછ.

ભોળા૰—કે તુટતાં વાર નહિ લાગે.

નથ્થુ૰—હમણાં એને સુળીએ દેવડાવુંછ.

કમા૰—દરીમછ, અબ તો તુમેરી આવી બની. ( જાય છે. )

ભોળા૰—ભાઈ, ત્હેં મારીને વૈદ કીધો તો તે હવે મને પાછો મારીને ખેડુત કરવાના જો, રાંડ, હવે શી વલે થવાની.

શિવ૰—તમારી પાસે રૂપિયા છે તે મને આપી દો. નહિ તો તમને સુળીએ પણ દેશે ને રૂપિયા પણ પીટ્યા જપત કરશે.

ભોળા૰—જા રાંડ, 'હિંયાંથી, મને દુઃખ નહિ દે.

શિવ૰—હું તો તમને સુળી આગળ હિંમત આપવા ઉભી રહીશ. તમારા દેહમાંથી પ્રાણ જશે લારેજ ડાઘુને તેડવા જઈશ. ગભરાતા નહિ, તમારૂં સબ અભડાવવા નહિ દઉં, મ્હારે પુતળું કરવું પડે તો.

( આનંદલાલ અને ચંદા આવેછે ).

ચંદા૰—હવે ગમે તે કરો. હું આવી.

ઝુમ૰—રેંડ, મીંઢળ ને પાનેતર ક્હાંથી લાવી. પરણી કે ?

આનંદ૰—બધું થઈ ચુક્યું, હવે થુંક ઉરાડશો તે મિથ્યા ?

નથ્થુ૰—હરિયા, આ ચોરને પણ પકડ ! આવા દગાનાં કામ કરેછે !

આનંદ૰—શેઠ, લોટમાં પાણી પડ્યું તે નહિ પડ્યું થવાનું નથી.

નથ્થુ૰—છિ.—તને બતાવુંછ, બતાવુંછ. કમાલ એ આવ્યો !

કમા૰—શેઠ, આ કાગજ તાકીદકા હે, બાંચો ખેપિયા લેકર આયાહેં.

નથ્થુ૰—હે ! કોઈની દુકાન તો ભાગી નથી. ( વાંચેછે. )

" સવસતશ્રી પેટીઆ ગામ મહાસુભસ્થાને પુજારાધે સરવે ઉપમા જોગ શી પાંચ શાહા નથ્થુચંદ કેસુરચંદ પ્રતે શુરતબંદરથી લા૰ શાહ મકનદાશ કાહાનદાશના જેગોપાળ વાંચવા અત્રે ખેમકુશળછે તમારી ખેમકુશળીના કાગળ લખવા કે મળ્યા સમાન લાભ થાય ઠાકોરજીના પુનથી આ-

પણી પેઢીનું કામ સારું ચાલેછે ફકર ચંતા કરવી નહિ બીજું લખવા કારણ એછે કે કારતકશુદી પાંચમને મંગળવારને રોજે આપણી નાતનું શાજનું મળું હતું તેમાં એવા ઠરાવ ઉપર એકઠા થયા છે કે નથ્થુકાકા આપણી નાતનો ધારો તોડી વીવાહ કરેલી છોકરીને પરણવા ગયા માટે એમને નાતબહાર મુકવા માટે ભાઇજી તમે લગન કીધાં નહિ હોય તો કરતા નહિ કામ ભારી છે નહિ કીધાં હોએ તો પણ તમારા વેરી એવા છે કે એ ત્રણ કોથળી ખરચાવા વના નાતમાં કોળીયો કરવાના નથી એજ જોઇતું મંગાવજો ૧૯૧૨ ના કારતક શુદી ૬ ને બુધે ". અરર ! આ મોકણ જબરી આવી.

આનંદ૦—શેઠ, હું તો મજાક કરતો હતો. હું પરણ્યો હજી નથી. તમારે પરણવું હોય તો પરણો.

નથ્થુ૦—નારે ભાઈ, હવે જાણ થયા પછી કેમ પરણાય. હાય ! હાય ! મારા નસીબમાં એ સુખ નહિ તે કોઈ શું કરે ?

આનંદ૦—રંગ છે ! વૈદરાજ ! આજ તમે ખૂબ કીધી !

કુમ૦—એક ઘડીમાં મારું ધાર્યું, ધૂળ થઇ ગયું. હેમત ચલાવી આટલે લગી આવ્યો તે બધું પાણીમાં ગયું. જો એ કદી કાગળ મોડો મુગો હત તો પછી ન્યાત જખ મારત. કરી કરીને કરત શુ ? સૌ પાંચદશ વરસે કુટાતા કુટાતા નેકાલ આવત.

ચંદા૦—મહારાજ, તમે તો અમને જીવતદાન આપ્યું. અમારી ખાલના તમને પગરખાં કરીને પહેરાવીએ તો એ તે ઓછું છે.

આનંદ૦—ખરે! મહારાજ, અમે તમારા શી પેરે ઓશિંગળ થઇયે !

ભોળા૦—મને તમે ખરેખરો વૈદ કરો એટલે થયું.

આનંદ૦—તમે મને તમારો વિદ્યાર્થી કર્યો તેને પેરે જે ન કરીયે તે ઓછું, પણ એ તો મ્હારાથી કેમ બની શકે ?

શિવ૦—આ વૈદે તો ભલું વૈદુ કીધું જણાયછે ! ભટના ભાખુ થયા ! ! કંઈ ઓછો ફેર નથી તો !

ભોળા૦—આનંદલાલ, તમારાથી બની સકો કે નહિ, પણ મ્હારૂં આજે આટલું નામ થયું છે, એટલે હવેથી મ્હારૂં વૈદુ ધડકધાટ ચાલવાનું. પહેલાં હુ લહિયાનો ધંધો કરતો હતો ત્યારની એક બે વૈદકની ચોપડી લખી રાખીછ, તેપરથી મ્હારી ગાડી ચલાવી લઇશ.

કુમ૦—ભટ્ટા, વૈદકું કે કુણુ છું ?

ભોળા૦—વા ! હુમકાશાહ ! તમને તે એ બોલવું ઘટે ? આજે તમારી છોડીને આટલો ચમત્કાર કરી બોલતી કીધી તેતો વિચારો !

શિવ૦—પણ એ પરતાપ કોના તે કહો, મ્હારા બાપુ ભટ !

કુમ૦—ગ—દાઝયાપર મીઠું છાંટીછ કે ?

ભોળા૦—હું તો વૈદ એટલે ખરૂંજ ઓસડ બતાવું તો,—હુમકાશાહ ! અને આ રંડા, હું વૈદરાજ થયોછ માટે હવે જો તહેં લાંબી જીભ કરી કની તો બે આંગળ ભરીને કાપી નાંખી.

શિવ૦—કુલક્ષણછ ! હવે ખોટી ફુલાશ જવાદે, તારા જેવું વૈદુ કરતાં તો મને પણ આવડે. બોલનારી બોલતી થઈ તેમાં કંઈ વૈદને લેવા દેવા નહિ; એતો બાવાએ ભૂત કહાડ્યું તેનો પ્રતાપ.

(ગરબી)

કોમળ બાળા, મદનની જવાળા, મ્હાંય રૂંધાયે જારે જો;
હજાર વૈદો આવી નાડી, જોઇ કરે શું ત્યારે જો ? ૧
તુરી માત્રા, તીખા ઉકાળા, ને વળી કડવા ક્વાથ જો;
આપી બાપડીનું ગળું બાળે, મુવા ! એનું શું જાય જો ? ૨
મરેલીને મારીને ખીસાં, તર કરી એતો જાય જો;
ઉગારવાનું ઔષધ શું ભટ, તારાથી સમજાય જો ? ૩
ઔષધ ત.રૂં રામ બાણ બની, ટપ કરશે આરામ જો;
બાવો બનાવી જો તું લાવીશ, પ્રીતમ એની પાસ જો. ૪

સમજ્યો ? મૂર્ખા ? મારી પાસે રહ્યો તોયે આટલું સમજ્યો નહિ ?

સમાપ્ત.

## જાનેવારી સને ૧૮૬૯, સોમવાર.

મારૂં વીરમતી નાટક થોડાજ દહાડા થયાં છપાઇને આવેલું છે. તેમાંનો "ભરેલો સંકોચે" એ અક્ષરોથી શરૂ થતો શિખરિણી છંદ નર્મદાશંકરે વાંચ્યો હશે, તેની ખુબી કહેવાને મારેજ પોતે આજ સાંજે આવ્યા હતા. તેમની અતિ પ્રસન્નતા તથા મારી કવિત્વ શક્તિની તારીફ સાંભળીને મને તે સમયે તરંગની લહેરમાં એ નાટકમાંની મારી બીજી કવિતાઓ ફરીથી પરખી જોવાનું મન થયું. તે પ્રમાણે જોતાં મને એમાંની પહેલી સાખીઓ ઘણીજ રસ ભરેલી લાગી. એમાં સંપૂર્ણ કરૂણારસછે. માણસનું મૃત્યુ થાયછે અને તે વખતે જે લાગેછે તે ખરેખરો કરૂણારસ છે, અને એ સમયે જેવી મનોવૃત્તિ માણસની થાય તેવીજ આ સાખી ગાતાં જગદેવની હતી એમ મારી આંખે મૂર્તિમાન દેખાવા લાગ્યું. તે નીચે પ્રમાણે.

જગદેવ પોતાનું વતન દુઃખથી છોડીને પરદેશમાં નીકળ્યો હતો, અને તેની એટલી બધી દુર્દશા થઈ ગઈ હતી કે એ રાજપુત્રે તે દહાડે કટાર ગીરો મુકીને સીધુંસામાન આણ્યું હતું. તે કટાર આપતી વખતે એના હૃદયમાં ઘણુંજ દુઃખ થયું હશે. પણ એવું દુઃખ નહિ કે તેથી લોહીનું ફરવું ધીમું પડી જાય. ઉલટું તે વખતે લોહી ઉછાળા મારતું હશે. અને શરીરમાં બેમાલુમ કંપારી હશે. એ કંપારી કેવી કે જાણે કોઈ પચીશ ત્રીશ વરસનાં ધણી ધણીયાણી હોય અને ધણીયાણી કોઈ કપરા રાજરોગમાં પડી હોય. આખરને દહાડે તે સ્ત્રી દીપવા માંડીછે અને તેની ચાકરી કરતી વખતે જેવું તે ધણીને લાગેછે તેવું જગદેવને કટાર વેચતી વખત લાગ્યું હશે. થાકીને તે મરદ રાતે જરા પોતાના ધાવણા છોકરાને પાસે લઇને સુતો હોય, દહાડામાં તેની બરદાસ બરાબર થઈ નથી એમ વિચારીને તેના શરીરપર હાથ ફેરવતો હોય, તે વખતની મનની સ્થિતિયે જગદેવ આ નાટકમાં પહેલો દેખાવ આપેછે.

"કાં તૂં ખાતીરે નથી, થોડલી રંક સુજાત,
કીધા ત્રણ ઉપવાસ તેં, રહી અભાગી સાથ."

એ કડી બરાબર ઉપર કહેલા વખતને અનુકૂળછે. પછી તે મરદના મનમાં સ્ત્રી મરી જશે એવો વિચાર આવેછે. અને સારે આ છોકરાંની

શી અવસ્થા થશે એમ વિચારેછે. એ રસને અનુકૂળ નીચલી કડીછે.

"રોજે રૂપા થાળમાં, ખટરસ ભોજન જેહ;
જમતી તે આજે ઉભી, ભૂખી રણુ વગડેય."

એમાં "રણુ વગડેય" એ શબ્દ, અને જ્યારે બપોર થયા હતા એ વાતનું જ્ઞાન, એ બે તે સમયના દુઃખને મૂર્તિમાન કરેછે. પછી એટલામાં જાણે પેલા જોડના ઓરડામાંથી દાક્તર જે પોતાનો અભિપ્રાય આપવા ત્યાં રહ્યો હતો તે બૂમ પાડે અને તેને જેવું લાગે તેવું જગદેવને ત્રીજી કડી બોલતાં લાગેછે.

"કાં તૂં ખાતીરે નથી, શૂં આવ્યો કંઈ વ્હેમ;
શું તેં જાણ્યું હે પશુ, આવ્યું અનાજ આ કેમ."

કડીના પાછલા ભાગમાં જાણે તે ધણી પૂછતો હોય કે કેમ? કેમ? તેવો રસછે. તે સમયે દાક્તર ધીમે સાદે કહેછે. બધું થઈ ચુક્યું અને જેવું તે જેવી પોકથી કે' તેવો રસ નીચેની કડીમાંછે.

"જો તૂં જોજે જન સહુ, જોજે પિતૃ પરમાર,
માળવના મહારાજને, એટે વેચી કટાર."

આ વખતે દુઃખ દુઃખ વરસી રહે છે. અને જાણે તેની મનોવૃત્તિ સઘળી મૂર્છા ખાઇ જાયછે. કરૂણારસમાં આત્મા ડુબી જાય એમ જે મેં સંગીત કવિતામાં કહ્યુંછે તે આવા વખતના ચિત્રને માટે. એ વખતે ત્રિપુટી જતી રહી એમ પણ ઘણે દરજ્જે કહી શકાય. પછી સુદહુ કહાડતી વખતે જે ઉછળતું દુઃખ (ઉપર કહ્યું તેથી જૂદીજ તરેહનું) થાયછે. તેટલું દરદ પાંચમી કડીમાં છે.

ભોક્તાપણું ચોખ્ખું બહાર પડે છે તે છતાં એજ કડીના ચોથા ચર-ણમાં પાછું જતું રહેવા માંડે છે, જેમકે, કોઇ ધણી પાછલી રાતે ઉઠતો હોય ને જાગૃત થઇને દાતણ કરવા બેઠા પછી કોઇ વખત એકદમ ઝોકું ખાઇ જાય છે. પેલા ધણીનોજ દાખલો લઇએ તો તે ધણી બાળી આવીને રાતે જ્યારે સુએ તે વખતે જેવું લાગે તેવું જગદેવને લાગે છે. પડ્યો પડ્યો જીવને ધીરજ આપતાં આપતાં આખરે જેવી મનની સ્થિતિયે ઊંઘી જાય તેવા રસની નીચલી કડી છે.

"વાણીશૂરા વાણીયા, રણશૂરા રજપૂત;
સુખશૂરા જનકાદિકો, પણ દુઃખશૂરા અદ્ભુત."

દહાડેપાણી કર્યા પછી જેવું મન થાય તેવા મનનું ચિત્ર છેલ્લી કડી-ઓમાં છે. એ પુરૂષ જાતે રજપૂત છે એમ જાણવું જોઇએ.

# વીરમતી

નાટક.

To

T. B. CURTIS, Esquire;

SECRETARY TO THE GUJERAT

VERNACULAR SOCIETY,

&c. &c. &c.

**THIS WORK**

IS DEDICATED WITH

FEELINGS OF ESTEEM AND

GRATITUDE

BY

His Obliged and Obedient Servant,

THE AUTHOR.

# પ્રસ્તાવના.

આ નાટકનો મૂળ પાયો **રાસમાળા**માંથી લીધો છે. જેમના વાંચવામાં ગૂર્જરમિત્ર **ફાર્બસ** સાહેબનું બનાવેલું એ અતિ ઉપયોગી અને દેશીય શોધને નીચું જોવડાવનારૂં પુસ્તક આવેછે, તેમનાથી એ માંહેલી પેલા બહાદુર **જગદેવ** પરમારની વાર્ત્તા કદી ભૂલાતી નથી. એમાં કેવી છટાથી શૌર્ય, પાતિવ્રત્ય, રાજભક્તિ, અને સત્યનો બોધ કીધો છે! જ્યારથી પહેલ વહેલી મ્હેં **રાસમાળા** વાંચી હતી, ત્યારથી જે રસિક ગાથાએ મને અત્યંત આનંદ પમાડી તેના ઉપર મોહિત કરી નાંખ્યો હતો, તે સુબોધકારી ગાથાનો લાભ **ગૂજરાતી** ભાઈઓને આપવાનો વિચાર મને થયો હતો.

ઘણું કરીને એજ પાયો કાયમ રાખી નાટક રૂપી આ ઈમારત મ્હેં રચી છે, તોપણ કેટલેક ઠેકાણે તેમાં પણ ફેરફાર કરવો પ[illegible] છે નાત્તિક રૂપમાંથી નાટક રૂપમાં મૂકતાં કેટલોક ફેરફાર તો નાટકશાસ્ત્રન[illegible] પ્રમાણે હમેશાં કરવોજ પડેછે તે, અને બીજો જે ફેરફાર અહિંયા [illegible] છે તે, રસમાં વૃદ્ધિ કરનાર છે એમ હું માનુંછું. તે વાર્ત્તામાં **વીરમતી** પાતિવ્રત્ય જાળવવાને માટે છળ કરેછે એ મને ઠીક લાગતું નથી. એવે પ્ર[illegible] અબળા જાતિને છળ દૂષણરૂપ છે, એમતો છેક નહિ કહેવાય, તો પણ એથી ઉજ્વળ સતીપણાને કાંઈક ઝાંખ લાગેછે ખરી, અને જ્યારે ગંભીર ઇતિહાસ રજપૂતાણિયોનાં અદ્ભુત શૌર્યની સાક્ષી ઠેકાણે ઠેકાણે આપતાં જરા પણ આચકો ખાતો નથી, ત્યારે પતિવ્રતાને પ્રાણથી પ્યારી જે પોતાની લજ્જા તેનું સંરક્ષણ કરતાં તે શત્રુનો વધ કરી શકે એ અસંભવિત છે એમ માનીને, રસના લખનારે શા માટે એ એક ઊંચા ગુણચિત્રને દૂષણ લગાડવું જોઈયે? એજ વાર્ત્તામાં એજ **વીરમતી** સુબેદારની સન્મુખ તેના ઘણા સિપાઇયોને મારી નાંખે છે.

બીજુંઃ નાટકપાત્રમાં કોઈ જૈનધર્મીને ઉમેરવા એ પણ એક અવશ્યનું કામ હતું. જે સમયે ગૂજરાતમાં એ અને હિંદુધર્મની વચ્ચે મોટું યુદ્ધ જામી રહ્યું હતું, અને સઘળા રાજદરબારી કામકાજો એ યુદ્ધની સાથે થોડો ઘણો સંબંધ રાખતાં હતાં, તે સમયનું સંપૂર્ણ ચિત્ર એ વિષયમાં દાખલ કર્યા સિવાય શી રીતે આપી શકાય? તે વખતે આખા દેશમાં જે ધામ-

ધુમ મચી રહી હતી, તેનો કંઇક વિચાર વાંચનારને આ નાટક ઉપરથી આવશે એવી હું આશા રાખુંછું. પણ એ ફેરફાર વિષે અહિંયાં વધારે બોલવાની મને જરૂર જણાતી નથી, કેમકે તે એની મેળે માલમ પડશે. અને તે માલમ પડ્યા પછી તેની યોગ્યાયોગ્યતાનો નિર્ણય કરવો એ સુજ્ઞ વાંચનારનું કામ છે.

આ નાટકમાં સામાન્ય રસ કરૂણ છે, તો પણ તેમાં ઠેકાણે ઠેકાણે શૃંગાર, વીર, શાંત, ઇત્યાદિ રસોનો ઘટિત કેટલોક ભેળ થયો છે તેથી એ કરૂણારસ નાટક છે એમ નામ નિવેદન પત્રમાં મેં લખ્યું નથી. હું ધારૂંછું કે આખા નાટક ઉપર ગાંભીર્ય અને ઉદાસીની છાયા છે, પણ આત્મકૃતિ વિષે હમેશાં શંકા રહે તેજ નિવારણ કરવાને અર્થે રસિક પંડિતોનાં પદાંબુજ આગળ હું આ ગ્રંથ નમ્રતાથી મૂકુંછું, કેમકે જો કાળિદાસ સરખા કવિયે પણ એવી આર્યા લખી છે કે—

“ आपरितोषाद्विदुषां न साधु मन्ये प्रयोगविज्ञानम् ।
बलवदपि शिक्षितानामात्मन्यप्रत्ययं चेतः ” ॥

*તો મજ સરખા અલ્પમતિની તે શી ધારણા અને શી વાત ?*

ન. લ.

# नाटकपात्र.

## પુરૂષવર્ગ.

| | |
|---|---|
| સિદ્ધરાજ જયસિંહ. | ગૂજરાતનો મહારાજ. |
| રાજારાજ. | સિદ્ધપુરનો ઘરડો રાજા. |
| બીરજરાજ. | રાજારાજનો કુંવર. |
| જગદેવ. | માળવાના રાજાનો કુંવર. |
| જ્ઞાનવિજય સુરી. | જૈનધર્મનો આચાર્ય. |
| હેમચંદ્રજી. | જ્ઞાનવિજયનો શિષ્ય. |
| ડુંગરશી. | સિદ્ધરાજનો સેનાપતિ. |
| લાલરાજ. | ડુંગરશીનો દિકરો. |
| દયાળ. | જગદેવના ઘરનો ભાટ. |

## સ્રીવર્ગ.

| | |
|---|---|
| કુલમતિ. | રાજારાજની રાણી. |
| વીરમતી. | રાજારાજની કુંવરી. |
| સુલક્ષા.<br>સુભાષણી. | વીરમતીની દાસીઓ. |
| જામોતી. | એક ગણિકા. |
| સુભગા. | જામોતીની દીકરી. |

બીજા સરદારો, મંત્રિયો, દાસ દાસિયો વગેરે.

સ્થળ—સિદ્ધપુર.

# અંક ૧ લો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ--એક મ્હોટા વૃક્ષની છાયા.

જગ૦—( ઘોડી આગળ ઉભો રહીને )

( સાખી. )

ખા, તું, ખા, બા, કેશરી*, ઘોડલિ રંક સુજાત;
કીધા ત્રણ ઉપવાસ તેં, રહી અભાગી સાથ.
રોજે રૂપા થાળમાં, ખટરસ ભોજન જેહ;
જમતી, તે આજે ઉભી, ભૂખી રણવગડેય !

( ઘોડી ખાતી નથી તે જોઇને.

કાં તું ખાતીરે નથી ? શું આવ્યો કંઈ વ્હેમ ?
શું તેં જાણ્યું હે પશુ, આવ્યું અનાજ આ કેમ.
જો તું, જોજે જન સહુ, જોજો પિતૃ પરમાર--
માળવના મહારાજને, બેરે વેચ્યો કટાર !
મુકી કટારી આડમાં, આણ્યું ખાવા અન;
મુકવાં પડશે ઓ પૂર્વજો ! બાણ ધનુષ કો દન !
§દૂહાગણનો દીકરો, દૂહા દુઃખના ગાય;
દુઃખમાં ડુબ્યો દુઃખનો, આરો ન દેખે કયાંય !
વાણીશૂરા વાણિયા, રણશૂરા રજપૂત,
સુખશૂરા †જનકાદિકો, પણ દુઃખશૂરા અદ્દભુત.

( ઘોડી ખાવા માંડે છે તે જોઇને બોધ ગ્રહણ કરે છે.

હા તું સાચી સૂચવે, શિક્ષા ક્ષત્રિયસૂત—
શોક સ્વભાવિક સ્વલ્પ છે, વિપુલ વસાવેલું ભૂત.
અસ્થિર જગમાં સ્થિર કરી, જે સંચે ચિત શોક;
કેવો તે નર મૂરખો ? રે ! નર કહેવો ફોક.

( પછી તે બેસેછે એટલે ત્યાં દયાળભાટ આવેછે. )

ઓ ! દયાળ બાટ ! તમે અહિયાં કયાંથી ? માજી સારાં છે.?

---

*ઘોડીનું નામ. §અણમાનીતી રાણી, માનીતીને સુહાગણ કહે છે.
†જનકવિદેહી—એક આત્મજ્ઞાની રાજા.

દયા૦—ઓહો ! તમે છો કે ? રામ રામ, મહારાજ, રામ રામ, (આવીને ભેટેછે ) કુંવર, તમે તો ઓળખાતાએ નથી. રસ્તો બહુ લાગ્યો જો !

જગ૦—હા, પણ માજી સારાં છે ?

દયા૦—અરે ! આ શું ? તમારૂં શરીર પણ લેવાએલું જણાય છે. મ્હોડાપર લાલી ક્યાં છે ? છેક કરમાઈ ગએલું જણાય છે ને ? એમ કેમ ? રસ્તાથી કંઈ એટલું બધું થાય નહિ !

જગ૦—( વ્યાકુળતાથી ) એ બધું હું તને કહુંછું, પણ પ્રથમ મને માજીના સમાચાર કહે. તું એકાએક આણી તરફ આવ્યો, અને એ વાતનો ઉત્તર આપતાં આચકો ખાયછે, તેથી મારા મનમાં કંઈ કંઈ થાયછે. સુખી તો છે ?

દયા૦—સુખી તો મહાદેવ કરે ત્યારે, પણ શરીરે આરોગ્ય છે. ફિકર ચિંતા રાખવી નહિ. સુખનું શું કામ પુછોછો ? નિર્દય ઝાલા રાણીનાચલણમાં બાપડી સોકને સુખ કેવાં ? બળતામાં તમે વળી ઘી હોમ્યું.

જગ૦—મ્હેં શું કીધું ? મ્હારો શો વાંક છે ?

દયા૦—રંડાપા સરખી અવસ્થામાં તમારા જેવા એકના એક રત્નપુત્રનો વિયોગ નહિ સાલે ?

જગ૦—હું તો માજીની આજ્ઞા લઈને નીકળ્યો છું. પરદેશ નીકળ્યા વગર બીજો મારો છુટકબારો શો હતો ?

દયા૦—એ વાત બરાબર; અને સોળંકી રાણિયે તમને આજ્ઞા પણ એજ વિચાર ઉપરથી લાચારિયે આપી છે. પણ, કુંવર, બુદ્ધિ અને માયાનાં રાજ નિરાળાં છે. બુદ્ધિ તો ઘણુંએ કહેકે આમ કરવું; આનો શોક ન કરવો; પણ હૃદય તેને ન ગણકારતાં પોતાના ધર્મ પ્રમાણેજ ચાલેછે. કુંવર, તમે જનેતાનું હેત કેટલું હોય છે તે જાણોછો ?

જગ૦—હું નહિ જાણું તો કોણ જાણે ? મારી મા જેવી હેતાળુ કોની માછે ? જગતમાં જનેતાનું હેત એક અલૌકિક વસ્તુ છે. કેટલું—એ કોનાથી કહેવાય ? અપાર, અપાર, માડી ત્હારૂં તો હેત છે !

દયા૦—ત્યારે આ અપાર સમુદ્રનો પાર બુદ્ધિની સાંકળથી કહાડવાનો વ્યર્થશ્રમ છોડી દો. રાણીજીની આંખમાંથી આંસું સુકાતાં નથી; ભોજન સમે રડ્યા વગર એક દહાડો જતો નથી; અને ત્યારે જમેછે શું ? ઉદાસીમાં

કોળિયો મ્હો આગળ રહી જાયછે, અને નજર ઊંચી થીર. માત્ર એક આશાએ જીવને ધારણ આપે છે.

જગ૦—રાજાજીની અપ્રીતિ ટળે એવું કાંઇછે?

દયા૦—ના, એનો તો કાંકરોજ કહાડી નાખ્યો છે. આશા માત્ર તમારી, કે તમે કોઇ દહાડો નામ વધારી એમનાં દુઃખ ફેડશો અને કુખ વખણાવશો.

જગ૦—હા હા, મા, હું એમ કરીશ. કર્તા હર્તા તો ઇષ્ટદેવ, પણ જો કોઇ રાજાની સેવા મળે, તો સંગ્રામમાં પાછી પાની હું કરનાર નથી. જીવ જશે, પણ હે માજી, સોળંકી રજપૂતાણીની કુખને લાંચ્છન લાગવા દઇશ નહિ. પછી બીજું તો આપણા હાથમાં નથી.

દયા૦—શાબાશ! રજપુત બચ્ચા, શાબાશ! આવા શૂરપણે રાજ મળ્યા વિના રહેનાર નથી. વળી તમારા ગ્રહ કેવા સારાછે? તે તેનું ફળ આપ્યા વગર કેમ રહેશે?

જગ૦—માના મ્હોડા આગળ ગ્રહની વાતો ન કરો. પેલા કાળજીભા જોશિયે મ્હારી જન્મપત્રિકા રાજ સભામા વાંચી, તે દહાડાથી મારા ઉપર દુઃખનો વરસાદ વરસવા માંડ્યો છે.

દયા૦—ક્ષત્રી થઇને બ્રાહ્મણને કાળજીભો શીદ કહોછો? તેણે બિચારાએ તમારૂં શું બગાડ્યું? બાપડાએ ઉલટી વધામણીની તો વાત કહી હતી.

જગ૦—એ વધામણીમાંથીજ મ્હોંકણ નીકળી તો! એવા ગ્રહ સારા સાંભળ્યા કે ઝાલારાણીને ખાર આવ્યો, અને મારો કેડો લેવા માંડ્યો, તે હું મરીશ ત્યાં લગી છોડવાની નથી.

દયા૦—મરેની ને પાપણી જાનેજ! એવું શું બોલોછો? ભાઈ, મનમાં ઓછું નહિ આણવું—અમ સરખા ગરીબોને વેર જે બાઇડી હોય છે, તો અણમાનીતીનાં છોકરાંના ભોગ લાગે છે તો પછી રાજ દરબારનું શું કહેવું?

જગ૦—અરે, દયાળ. મારે માથે આટલી ઉમરમાં દુઃખના ડુંગર વળ્યા છે. તેનો પાર નથી. નામ તો રાજાનો દીકરો, અને ઘરમાં પૂરૂં ખાવાનું પણ ન મળે; ચીંથરા સરખાં વસ્ત્ર; અને ઘરેણાંનું તો નામજ નહિ લેવું. દરબારમાં જાઊં. તો કોઈ મારા સામું આડી નજરે પણ જોતા નહિ; બેસવાનો ઠામ ન આપે; અને ત્યાંનું હલકું માણસ પણ બોલવા જાઊં તો

તરછોડી નાંખે પિતાજીના મનમાં થોડુંએક વહાલ તો છે. પણ આલારાણીના ભ્રાકે મારી તરફથી લગારે બોલે નહિ.

દયા૦—બળ્યું એવું અધુરૂં હેત ! તે દહાડે તમને આવો સારો શિરપાવ આપીને પાછો પેલીની શિખવણિયે છિનવી લીધો, તે દહાડાથી મારી આંખમાં તરસ ભરાયોછે.

જગ૦—એવું તો હજારો વાર થયું છે. અરે ! મારા દુર્ભાગ્યનો કાંઈ કાંઠો નથી !

દયા૦—હા, બાપુ, ત્હેં જન્મીને સુખ જરા પણ જોયું નથી. પણ તારાથી એ બાપડી સોળંકી રાણિયે બહુ દુઃખ વેઠયાં છે. અને હજીએ પ્રભુ કરશે ત્યારે તેનાં દુઃખનો તો છેડો આવશે.

જગ૦—એજ મારા મનમાં હરવડી સાલ્યા કરે છે. અરે, મારી રાંક મા, તું તો દુઃખમાં બધી ડુબી ગઈ છે. હું ખરેખરો પાપી સ્વાર્થી છું કે આ એક કટાર વેચવી પડી તેમાં આટલો બધો શોક કરતો હતો.

દયા૦—એ શું કહો છો,-કુંવર ? કટાર ક્યાં ગઈ ?

જગ૦—વાણિયાની દુકાને. પેટને ભાડું આપ્યા વગર કંઈ ચાલે ?

દયા૦—શિવ ! શિવ ! આ દહાડો ક્યાંથી આવ્યો કે જગકુંવરને કટાર વેચી પેટ ભરવું પડેછે ? આટલી બધી દુર્દશાનો તો મને વિચાર પણ ન્હોતો. ઘેર હજારો કારભારી જેના બાપને આધારે લક્ષાધિપતિ થઈ જાય છે, તેના છોકરાને શેર દાણાના સાંસા પડેછે. ધિક્ ! ધિક્ ! એ બાપનો ! બળ્યો એ પૈસો !—બળ્યું એ રાજ !—બળી એ બુદ્ધિ !—બળી એ સધ્રણી ગાંડી ઉદારતા !

જગ૦—રાજપિતાનો એટલો બધો વાંક નથી. એમના મનમાં કાંઈ-એક હેત છે ખરૂં, પણ પેલીની આગળ ચાલતું નથી.

દયા૦—જા, જા, બાપનો જુઠો પક્ષ ન કર. પુરૂષમાં દમ હોય તો રાંડ જાતની તાગાદ શી છે ? એમનામાં દમ નથી એજ મ્હોટો દોષ. જેમ કોઈ રાજા અતિ કોમળ મનનો હોય, તથાપિ જો તેના આળસને લીધે કાર-ભારિયો પ્રજાને પીડા કરતા હોય, તો તે રાજા મહાપાપી ગણાય છે; જેમ કોઈ સ્ત્રી માયાળુ છતાં પોતાનાં બાળકોને દુર્વ્યસનમાં પડવા દે, તો તે પાતકી કહેવાય છે; જેમ કોઈ ધર્મગુરૂ જાતે મહાવૈરાગ્યવાન, પણ પોતાના શિષ્યોને

નિરંતર ઉપદેશ કરી પાપ કર્મમાંથી પાછો વાળતો નથી, તો તે અઘોર નર્કનો નિવાસી થાયછે;—તેમ જે ગૃહસ્થાશ્રમી પોતાનાં સ્ત્રીપુત્રાદિક ઉપર યોગ્ય અધિકાર ન ચલાવતાં તેમને ઉન્મત્ત થવા દેછે, અને એક બીજાને ઉપદ્રવ કરતાં અટકાવી શકતો નથી, તે મહાપાતકી અનતકાળ લગી જમનો ચોર થઈ રહેછે. આવું શાસ્ત્રનું વચનછે, અને તે ખરૂં છે, કેમકે રાજા ગમે તેવો દુષ્ટ હોય તોપણ રોજ થોડાં માણસનેજ દુઃખ દઈશકેછે; પણ રાજામાં આલસ્યનું જોર વધ્યું એટલે તો લાખો દુષ્ટ રાક્ષસો પ્રજાનું રૂધિર ચુસવા ઉભા થાયછે.

જગ૦—એ વાત તમે યથાર્થ કરતા હશો, પણ મ્હારૂં મન માનતું નથી. અરે, બાપડા મારા બાપને આટલો બધો દોષ બેસેછે? વારૂ, ત્યારે દુષ્ટ ઝાલારાણીની તો એથી પણ ભુંડી ગતિ થતી હશે!

દયા૦—ના, ભુંડી તો ખરી, પણ એથી ઉતરે.

જગ૦—વા! એતો નવાઈ સરખુંછે. શાસ્ત્રમાં હોય તો ખરૂં તો હશેજ.

દયા૦—નવાઈ કંઈ નથી. સિંહને તો માણસ મારવાનો ધર્મજ છે, પણ ક્ષત્રીપુત્ર તેને મારવા દે તો પોતાને માથે હત્યા લે.

જગ૦—શું આવકા ઓરમાઈનું લક્ષણ સિંહના સરખુંજ!

દયા૦—કુંવર, એવું મ્હેં બહુ જોયુંછે અને સાંભળ્યું છે. તે ઉપરથી નિશ્ચય કીધો છે, કે ઘણી રાણી કરવાનો ધારો જુનોછે, અને એ વડે રાજાની શોભાછે ખરી, પણ જતે દહાડે વિષનાં ફળ નડ્યા વગર રહેવાનાં નથી. પછી એકેકના ગળાં કાપીને, કે પછી ગુપ્ત રીતે ઝેરના પ્યાલા પાઈને, કે પછી માંહોમાંહે કુસંપ વધારીને, રજપૂતો નાશ પામવાના છે. ખરે, કોઈના શ્રાપના યોગે એ ધારો રજપૂતોમાં આટલો બધો પસર્યોછે.

જગ૦—ખરૂં કહોછો, પણ ધિક્ તે રજપૂતને જે એવા કજીઆ ઉપરથી કુળના શત્રુ જોડે મળી જશે.

દયા૦—કુંવર, દ્વેષ બહુ ભુંડો છે. એનાથી જેટલી ખરાબી થાય છે તેટલી લોભથી અથવા સ્વાર્થથી થતી નથી. ચાલો, હવે તમારા સમાચાર કહો. હોનાર પદાર્થ આગળ કોઈનું ડહાપણ ચાલતું નથી—સોચના કરવી તે નકામી.

જગ૦—હા, ચાલો પેલી કોરે કુવોછે, ત્યાં રસોઈપાણી કરવા માંડિયે અને વાતો ચલાવિયે.

દયા૦—રાખો, હું એક વસ્તુ માગવા આવ્યોછું તે આપવાની હા પાડો તો હું તમારૂં ભોજન જમું.

જગ૦—મારી મશ્કરી શીદ કરે છે? મારામાં આપવાની શી શક્તિ રહી છે?

દયા૦—હું આવે સમે મશ્કરી કરૂં એવો નથી; તે તમારાથી અ- પાય એવું છે.

જગ૦—અરે, પરમેશ્વર! હું શું જવાબ દઊં? ભાટને ના કહેવી પડે છે! નવાણું ત્યાં ભર્યા સો—એ માગવા યોગ્ય છે. કહે, તારી શી ઈ- ચ્છા છે? મારાથી અપાય એવું હોય તો બેલાશક લઇ લે; પુછવા રહેતો નહિ.

દયા૦—( મોહોરની કોથળી કહાડીને ) આટલું તમારી પાસે મુકી છાંડો; માગું ત્યારે પાછું આપજો—ના કહેતા નહિ; તમે કૉલ આપી ચુક્યાછો.

જગ૦—એને હું શું કરૂં? કોઇ વાણિયાને ઘેર મુક કે જાય નહિ અને વધે.

દયા૦—મારે વધારવા નથી. કુંવર, એ વાતમાં તકરાર નહિ કરો; મ્હેં તમને બાળપણથી રમાડ્યાછે, તેનું કાંઇપણ હેત તમારા અંતરમાં હોય તો મારો બોલ પાછો ફેરવતા નહિ.

જગ૦—જુદાં બ્હાનાં શીદ કહાડેછે? હું તારો હેતુ સમજ્યો. મારા દયાળભાટ, તને મારી અવસ્થા જોઇને દયા આવે છે, અને સાબાશ! મારે અર્થે તું તારી બધી કમાઇ ખોવા તત્પર થયોછે. ધન્ય છે તારા જી- વને! પરમેશ્વર ત્હારૂં ભલું કરશે! અરે, પણ શિવ! શિવ! મારો છેક આવો દહાડો આવ્યો કે મને ભાટ દાન આપવા આવે છે!

દયા૦—કુંવર, આડું ક્યાં કુટો છો? આપી કોણ દે છે? વાણિયાને ત્યાં કટાર મુકી ત્યારે તેનાં નાણાં કેમ ખપ્યાં? હું પણ તેમજ ધીરૂંછું.

જગ૦—તેને ત્યાં તો જીવથી વહાલી વસ્તુ અડાણે મુકી; પછી લાજ શાની? એતો વ્યવહાર.

દયા૦—તેમ હું એથી પણ ભારે મોંઘી વસ્તુ અડાણમાં માગુંછું.

જગ૦—મારી પાસે શું છે? આ જીવ રહ્યોછે તે લે.

દયા૦—ના, ના, કુંવરજી, બધું ગયું તો શું થયું? તેમાં કંઈ વિસાદ નથી. હજી ક્ષત્રિવીર્ય અને ક્ષત્રિવચન રહ્યુંછે-એટલે એ વડે બધું છે.

તમારૂં વચન અડાણુંમાં માંગુંછું. ક્ષત્રીતું વચન, અને બીજાના કરોડો રૂપિયાની મિલ્કત, એ બરાબર છે.

જગ.—બસ, શબ્દચાતુરી જાણી. સીધી વાત કરો. તારી પાસે કેટલી પુંજી છે? તમારા કુટુંબને દુઃખી કરી હું જીવવા ઇચ્છતો નથી.

દયા૦—એ પુછવું તમને ઘટતું નથી—કોઈ ઘરની પુંજી કહે?

જગ૦—બસ, યાર, પગે લાગીને કહુંછું કે એમ આડું આડું નહિ બોલો. જો વચમાં પડદો રાખીને વાત કરો તો મ.રા સમ.

દયા૦—એમજ? અંતે એ પર આવ્યું? ત્યારે ભાઈ સાંભળ. ભાઈ, તું ન્હાનો હતો તે દહાડાનું મારૂં તારા પર હેત. હું તને રોજ રમાડતો, તું મોટો થવા લાગ્યો ત્યારે તો મારો જીવ તારા ઉપર એટલો લાગ્યો કે રોજ ઘણી વાર તને જોયા વગર કળ પડે નહિ. રાજાજીને મ્હેં ઘણીક જુક્તીથી બહુ બહુ સમજાવ્યા, પણ પેલી શંખણીને લીધે મારૂં ધાર્યું કંઇ ઘણું થયું નહિ. અંતે તો એવો વિનાશ નિપજ્યો કે તમારે દેશવટો લેવો પડ્યો. મ્હેં રાણીજી પાસેથી ખબર કહાડી તો માલમ પડ્યું કે તું વાટ ખરચી જેટલુંજ લઇને નિકળ્યો છે. વધારે એ બાપડી ક્યાંથી આપે? હું, કુંવર, રાજાજી અને રાણીનો જુનો સેવક છું. તેમનું લૂણ ખાધું છે તે શે અર્થે આવવાનું છે? મ્હારી પાસે જે છે તે તેમનું આપેલું. અમારા જેવા ગરીબ અને વળી જાચક લોકોને એ બધા દ્રવ્યનો શો ખપ? તથાપિ એક હજાર મહોર ઘરવાળીને આપી આવ્યો છું, તેમાં મ્હારાં બચ્ચાં કચ્ચાં સારી રીતે પળશે. એ બે હજાર મહોર રહી તે તમને અર્પણ કરૂંછું. એતો તમારે થોડા માસનો ખરચ છે, પણ મ્હારી પાસે હવે એકે કોડી નથી. બીજું મને તમારી સેવામાં રાખો.

જગ૦—( ઉલટથી ગદ્‌ગદ્ કંઠે ભેટીને ) માબાપથીએ તમારૂં વહાલ વધારે છે. પ્રભુ! સેવક મેળવે તો ભવોભવ એવાજ મેળવજે. પણ—

દયા૦—( સજળ આંખે ) ભાઈ, બાપુ, ભાટના સમ જો હવે કાંઈ બોલે તો, રાજાજીની આણ જો; શ્રી મહાદેવ પુછે જો. ભાઈ, જુઠો આગ્રહ મ્હેલ.

જગ૦—હવે ના કેમ કહેવાય? ધન્ય છે તને! ત્હેં પુન્યાધિપતિ રાજાઓને પણ હરાવ્યા. તેતો પૈસાના ગર્વે કીર્તિ અર્થે નકામા ધોતાળ

થાયછે. ત્હારા જેવી સાચી દાઝથી કોણ દાન કરે છે ? મને ફરીથી ભેટવા દે. (ભેટેછે). દયાળ ભાટ, આજથી હું તમને બાપ પ્રમાણે ગણીશ.

દયા૦—કુંવર, હવે હું સાચું કહુંછું કે તમે મને પસાયતે ગામ આપ્યું હોય તેથી પણ વધારે મારા જીવમાં ટાઢક વળી.

( જ્ઞાનવિજયના માણસ આવેછે. )

જગ૦—વારૂ, મ્હેં તમારો શુકન રાખ્યો તેમ તમે પણ રાખજો. આ હું પાછા આપું ( મનમાં કોઈ દહાડો આપવાનો સમય આવશેજ. ) ત્યારે ના પાડતા નહિ.

દયા૦—નારે, મારા કુંવરજી, ના શું કામ પાડુ ? તમારૂંજ આપ્યું એ છે, અને આપશો તે લઈશું. આ કઈ મૂરતો આવેછે ? કેમ ઓ ! ક્યાં રહેવું ?

માણસ૦—શ્રીપુજ જ્ઞાનવિજયજી મહારાજ સુરી આ જગા ઉપર શ્રીપાટણથી ઘડી એકમાં પધારવાના છે, તેમના અમે સેવકો છઈએ. હિંયાં માંડવો બાંધવાની આગળથી આજ્ઞા આપી છે.

દયા૦—ઓ ! ઠીક ભાઈ. તે મહાનુભાવને આણીતરફ કાં પધારવું પડેછે ?

જગ૦—(ધીમેથી) આટલું જૈન સુડિયાને માન શિદ આપો છો !

માણસ૦—મહારાજ રાજાધિરાજ સિદ્ધરાજજી જેસિંગજીએ સિદ્ધપુરમાં પોતાની સાથે પધારવાની વિનંતિ કરી છે.

દયા૦—(જગદ્દેવને) છાના રહો, છાના રહો. આ રાજમાં એવું બોલશો માં. (માણસને) મહારાજ આણી તરફ તો રૂદ્રમાળાની સ્થાપનાને દિવસે આવવાના હતાને ?

જગ૦—રજપૂતના રાજમાં નાસ્તિકોનો એટલો ભય શો?

માણ૦—સ્થાપનાનું મુહૂર્ત ક્યું છે. કાલે પ્રાતઃકાળે સાત ઘડીયે ઉત્તમ મુહૂર્ત છે. (બન્ને માણસો વૃક્ષની ડાળીએ ચંદરવા બાંધેછે.)

દયા૦—(જગદ્દેવને) ભાઈ, સિદ્ધરાજ એ ધર્મમાં નથી, પણ તેમજ વેદધર્મનો એને ઝાઝો પક્ષ નથી. અને બીજા વાણિયા મંત્રિયો હડહડતા જૈનમાર્ગી છે. હાલ એ માર્ગનું જોર વત્તું છે—માટે કાંઈ પણ એવું બોલશો માં.

જગ૦—આ જ્ઞાનવિજય કોણ છે ?

દયા૦—એતો મહા વિદ્વાન્ જૈનાચાર્ય છે. એણે હજારો સભામાં

બ્રાહ્મણોનાં મ્હોં બંધ કીધાં છે, અને મહારાજની પણ પ્રીતિ એના ઉપર ઘણી છે. બીજું મંત્રશાસ્ત્રમાં બહુ પ્રવીણ છે માટે જરા પણ બોલશો માં. નવાઈ છે કે તમે એનું નામ સાંભળ્યું નથી.

જગ૦—ના, હું તો એ વાતથી કેવળ અણજાણ છું.

દયા૦—એનું નામ તો દેશેદેશ પ્રસિદ્ધ છે—દિગ્વિજય કીધો છે. એનું નામ સાંભળતાં જ લોકો થરથર કંપે છે.

જગ૦—ઠીક, આપણે કોઈની નિંદા કરવાનું શું કામ છે? નહિ બોલીશું. વારુ, હવે પાટણ જવાનો વિચાર બંધ રાખવો પડશે. સિદ્ધરાજ પોતેજ કાલે શ્રીસ્થળ પધારવાના છે એમ પેલો કહેતો હતો.

દયા૦—સુંનાથી પીળું શું?—ફેરો મટ્યો. ચાલો આપણે રસોઈ પાણીથી પરવારીને સિદ્ધપુર ભણી પાછા વળિયે. વળી એક કહેવાનું કે તમે આ ગામને શ્રીસ્થળ નહિ કહેતા, મહારાજે સિદ્ધપુર પાડ્યું છે તે કહેવું; એથી આપણું મ્હોં સારું દેખાય, તેમના મનમાં તો ઘણું નહિ આવે તો પણ.

જગ૦—ખરુંજ તો. આવી ઇંદ્રપુરી સરખી રચના જેણે કરી તેનાજ નામ ઉપરથી ગામનું નામ પાડવું જોઈએ તો. ચાલો ત્યારે જઈએ.

( જગદેવ અને દયાળભાટ જાય છે. )

## પ્રવેશ ૨ જો.

( સ્થળ૦—તેજ. માંડવો બંધાઈ રહ્યો છે. )

૧ લો માણસ—ચલો, ચલો, ઝટપટ જગ્યા ચોખી કરી નાખો. કેટલી વાર ?

૨ જો માણસ—હમણાં આવશે; ઓ! શંખનાદ સંભળાયો.

૩ જો માણસ—લાડવો ખાવાનો નથી તો. ચપટી બજાવતાં બધાને આવડે.

૧ લો માણસ—મરવાનો થયોછે કે? યાદ રાખજે, હું કહ્યા વગર રહેવાનો નથી.

૨ જો માણસ—અરે ભાઈ, આપણુંનેજ મોડું થશે, રાત્રે ટાંટિયા ઘસડતાં આપણા પગમાંજ કાંટા ભોકાઈ જશે. એમને શું? સુખાસનમાં પડ્યા પડ્યા આવશે.

૧ લો માણસ—આ ઝાડની કેટલી બધી ડાળિયો કાપી નાંખી!

૩ જો માણસ—સાળાં ઝાડનાં પાતરાંનો પણ હિસાબ લોછો કે? નાગરવેલનાં તો નથી?

૧ લો માણસ—મૂર્ખ, કાંઈ સમજતો નથી. જો શ્રીપુજ મહારાજ દેખશે તો તરતજ તારી ખબર લેશે. એ ધર્મમા ઝાડ કાપવાનું પણ બહુ પાપ છે.

૩ જો માણસ—પોતે રોજ દોઢ શેર ખાવેછે તે ઝાડ કાપ્યા વગર!

૧ લો માણસ—નાદાન, અભાગ્યા, છાનો રહે. જેની સેવા કરવી તેની મરજી રાખવી જોઇયે. તું નવો છે, માટે પહેલાં બે ચાર વાર સમજાવીને કહું છું; પછી તું તારૂં ભોગવજે.

૪ થો માણસ—(દોડતો દોડતો આવેછે.) આવ્યા હો! આવ્યા!

૧ લો માણસ—ચલો, ગાદી તકિયા પાથરી દો. (બધા કામે વળગેછે.)

૩ જો માણસ—જુઓ, આ વૈરાગીની રીત!

૨ જો માણસ—કંઇ ગાંડો થયોછે કે શું? તું એમને ઓળખતો નથી?

૧ લો માણસ—આ ડાળી પાંનડાં, ગધેડા, તું ફેકી આવ કંઇ આડપાસે કે દેખે નહિ.

૩ જો માણસ—હોવે, ચાલ્યો.

૧ લો માણસ—ઠીક પાથરો, આ બધી કરોચળી કેવી વળી છે? જા તું, પાણી ભરી લાવ; તું, લાવે કે, તપાસીને ગળજે. ઉપર ભીનો અંચળો નાંખી મુકજે કે ઉનું નહિ થઇ જાય. જલદી, જલદી, ઓ! પેલા આવ્યા.

( સુખાસનમાં બેસી હેમચંદ્રજી સાથે આવેછે. )

હેમ૦—કેમ, ભાઇ, મુકામ તૈયાર થયો છે કે?

માણસો—( નમસ્કાર કરી ) હાજી મહારાજ, હાજી મહારાજ, હાજી, હાજી.

હેમ૦—અનાડી જેવા ઉભા શિદ રહ્યા છો? ઉતરવાની જગા જોઇને વાળી નાંખો. જીવ જંતુ, ભાઇ, ધીમે રહીને સંભાળજો.

માણસો—હા મહારાજ. સાં સઘળું તૈયાર છે. (કામે વળગે છે.)

હેમ૦—મહારાજ, આપ કૃપા કરી પધારો. ( બંને ઉતરે છે. )

જ્ઞાન૦—સેવકો, અમારે ગુહ્ય જ્ઞાનવાર્ત્તા કરવી છે.

( માણસો આવા જતા રહેછે. )

હેમ૦—( બંને બેસીને ) મહારાજ, આપની શી આજ્ઞા છે?

જ્ઞાન૦—ભાઈ, તું તરુણ અવસ્થામાં છે, તથાપિ તારી બુદ્ધિ દીર્ઘ અને વૃદ્ધના જેવી સ્થિર છે, તે જોઇને મ્હેં આનંદ પામી જે ઉત્તમ કાર્ય તને સોંપ્યું છે તેની કાંઈ સિદ્ધિ થાય એવું ફળ તારા ઉદ્યોગથી ઉત્પન્ન થવાનો સંભવ છે?

હેમ૦—આપના ચરણ પ્રતાપથી મ્હેં શ્રમમાં કંઈ કસર રાખી નથી; તેનું ફળ કેટલું થશે તે તો મારી અલ્પ બુદ્ધિથી કળાતું નથી, પણ હું તેનું યથાર્થ વર્ણન કરીશ એટલે આપની દીર્ઘ દૃષ્ટિ સહજ તેનું તાત્પર્ય ગ્રહણ કરશે.

જ્ઞાન૦—તું જેવો વિદ્યાવાન છે તેવોજ નમ્ર છે. જતે દહાડે જૈન ધર્મનું તું ભૂષણ થનાર છે. વારુ, હવે રાજમંડળનો શો વિચાર છે?

હેમ૦—મહારાજ, એ મનસુબો એકદમ પ્રકાશ કરવો એ મોટું સાહસ; તેથી પ્રથમ તો મ્હેં તેઓની મનોવૃત્તિ જાણવાના હેતુએ આપણા ધર્મનો ઘણોક બોધ કીધો; અને વિધવિધનાં દૃષ્ટાંત અલંકારથી તેમના મનમાં એવું ઠસી બેસાડ્યું કે ધર્મને અર્થે ગમે તેવાં દુઃખ પડે, પણ તે સ્હેવામાંજ લાભ અને યશ છે. પછી અન્ય ધર્મના દોષને ચિત્ર સરખા સ્પષ્ટ કરીને તેઓની આંખ આગળ મુક્યા.

જ્ઞાન૦—તારા ચાતુર્યનો મને પૂરો ભરોંસો છે—જે ત્હેં કીધું હશે તે ઠીકજ કીધું હશે; આપણા વિચારને કેટલા અનુકૂળ છે તેજ માત્ર જાણવાની મારી ઇચ્છા છે.

હેમ૦—તે કહુંછું, મહારાજ. અંને ઘણા સાવધપણે તેઓને મ્હેં કહ્યું કે રાજ તરફથી આપણા ધર્મને મ્હોટી હાનિ પહોંચનાર છે. તે શું તમારા સરખા સુભટ સાંખી રહેશે? પ્રથમ આ સાંભળી તેઓ ગળગળી ગયા અને ઉત્તર આપ્યો નહિ, પણ પછી પૌરાણિક ઇતિહાસો સંભળાવ્યા ત્યારે હિમત પકડી. મંડળેશ્વર અને બીજા બધા મંત્રિયો ધર્મનો પક્ષ લઇ કોઈ સાંભળતું તો નથી?-( ચારે તરફ જુએછે ) સિદ્ધરાજની સામા થશે ખરા. મંડળેશ્વરોમાં તો ચાર પાંચેકજ આપણી તરફ થાય એવું ભાસેછે.

જ્ઞાન૦—મંડળેશ્વરનું આપણે કંઇ ઘણું કામ પણ નથી. મૂળ કામ મંત્રી મંડળનું છે.

હેમ૦—મહારાજ, કહોછો તે ખરૂં, પણ સેનાનું કામ કેવળ તે લોકો પાસે રહ્યું—

જ્ઞાન૦—વણિકમંત્રિયો યુદ્ધમાં કંઇ કાચા નથી; અને સેન તો બીજા સાધનથી આપણે વશ થઈ ચુકયા જેવીજ છે. માટે હવે વિલંબનું કામ નથી.

હેમ૦—હે મહારાજ, આ ઉતાવળ શી ? આવા કામમાં ડગલું ભરતાં પહેલાં કોટિધા વિચાર કરવો જોઇયે.

જ્ઞાન૦—ક્યાં સુધી બ્યંડળની પેઠે બેસી રહેવું ? વિચારમાં ને વિચારમાં બાર માસ તો વહી ગયા.

હેમ૦—બાર માસ તો શું પણ બારવર્ષ પણ વહી જાય. સિંહના મ્હોંમાંનો ભક્ષ લેવો કાંઇ હાંસી ખેલ છે ?

જ્ઞાન૦—આપણાં સાધન સર્વે તૈયાર છે; હવે શા માટે આલસ્ય કરવું જોઇયે ? એ દુષ્ટ રાક્ષસ આપણા કૈવલ્ય માર્ગનું અપમાન કર્યા કરે, તે ક્યાં લગી જોયા કરવું ?

હેમ૦—બીજા રાજાઓ કરતાં તો, મહારાજ, આપણા ધર્મને સિદ્ધરાજ સારી છુટ આપેછે.

જ્ઞાન૦—હેમચંદ્ર, એ શું બોલેછે ? છુટ એવી, કે આપણાં દહેરાંને ધજા ચઢાવવાનો એકવાર હુકમ આપી શ્રીનગરમાં ગયા કે બચારા ગોરજીને પકડી મંગાવી ધજા ઉતારવાની તાકીદ આપી.

હેમ૦—પણ મહારાજ, લેખપત્ર જોયા પછી પાછી આજ્ઞા આપી હતી.

જ્ઞાન૦—(ક્રોધથી) નાક વહાડીને થોંહોડયું ! હેમચંદ્ર, ત્હેં બીજાને સમજાવ્યા ખરા, પણ તારા આત્માને સમજાવ્યો હોય એમ મને ભાસતું નથી.

હેમ૦—અરે ! અરે ! ગુરૂદેવ, અકૃપાનાં એવાં વચન શાં બોલોછે ? હું રંક તમારો શિષ્ય, રણ સંગ્રામની વચ્ચે મુકો તો ઉલાસથી ઉભો રહું. પ્રતિજ્ઞા લઇને કહુંછું કે આપણા ધર્મની વૃદ્ધિ કરવી એજ મ્હારા મનની નિરંતર ઉમેદ છે, અને એ કામ સિદ્ધ થશે ત્યારેજ મ્હારો જન્મ સફળ થયો એમ સમજીશ; પણ મહારાજ, હું ગમે તેવો પણ જાતનો વણિક; માટે સાહસમાં પડતાં સંકલ્પ વિકલ્પ કરૂંછું.

જ્ઞાન૦—સંકલ્પ વિકલ્પનું સમાધાન વાદ વિવાદથીજ થાયછે, માટે તારા મનમાં જે જે શંકા હોય તે કહે—આચકો ખાતો નહિ.

હેમ૦—ઘણી કૃપા થઇ. મનના મનોરથ પૂર્ણ કરવાના બેજ ઉપાય છે; એક તો એ કે જાતે રાજ સંપાદન કરવું, અથવા બીજો એ કે રાજાની સેવા કરી પ્રીતિપાત્ર થવું, હવે આપણાથી તો રાજ થવાનું નથી, ત્યારે સહજ વાતમાં બીજાની આશાએ એક સાથે વિરોધ કરવો એ નિરર્થક છે. બીજો પણ એની પેઠે પ્રતિકૂળ નહિ થશે એનો શો વિશ્વાસ ?

જ્ઞાન૦—કુમારપાળ આપણા ધર્મને માટે આટલાં દુઃખ વેઠેછે, તેથી શું આગળનો ભરોંસો નથી પડતો ? જેમ નકુળ સર્પની પછવાડી સદા શત્રુભાવે ફર્યા કરેછે, તેમ સિદ્ધરાજ કુમારપાળનો જીવ લેવા આતુર થઈ રહ્યો છે. એ બાપડા કુમારપાળને કેટલાંક વર્ષ એને ધાકે પગ ઘસડતાં પરદેશમાં ગામોગામ રખડવું પડ્યું; પાછો આવ્યો ત્યારે જીવ બચાવવા સંસાર ત્યાગ કરી શ્રી આદિનાથજીના દેહરામાં ભરાયો. ત્યાં પણ સુખે રહેવા પામ્યો નહિજ. થોડા દહાડામાં ત્યાંથી પણ નાશી જવું પડ્યું. સસલાની પછવાડે જેમ કુતરાં તેમ સિદ્ધરાજના સેવકો એની પાછળ ચારે ગમથી દોડ્યા; અને તેમની ચપેટીમાં એ આવીજ ગયો હતો, પણ એક દયાળુ કુંભકારે ભઠ્ઠીમાં સંતાડી દીધો તેથી બચી ગયો. વળી બીજી વાર એ બ્રહ્મરાક્ષસોના વિકાળ મુખમાં આવતો હતો. પણ એક ખેડુતે કાંટાના ઢગલા નીચે ઘાલીને એને બચાવી લીધો. વિચાર કર. કાંટા દીલ ઉપર પથરાવી સુવું, અને પેલા ભાલા ઘોંચે તેથી શરીર બેવડું ચાળણી જેવું થઈ જવા દેવું, એ દુઃખમાં શું બાકી ?

હેમ૦—અરર ! એ પાપમાં શું બાકી ? રાજને એ માટેજ નિંદિત ગણ્યું છે.

જ્ઞાન૦—એ દુઃખ ખમવાનું કારણ શું તે વિચાર, અને પછી કહે કે એનો આગળનો ભરોંસો રાખિયે છઇયે તે ખોટો છે.

હેમ૦—મહારાજ, એને કંઇ આપણા ધર્મ માટે સિદ્ધરાજ દુઃખ દેતો નથી. એને તો હલકા કુળનો ગાદી ઉપર ન બેસે એવો અહંકારછે તેથી એને મારવા ફરે છે.

જ્ઞાન૦—એતો જુઠું નિમિત્ત બતાવવાનું, અને કદાપિ એમ હો,

તોએ આપણનેજ એમાં લાભ છે. સિદ્ધરાજ એકવાર વચન બેવચની થયો, તેનો તો વિશ્વાસ કરાયજ નહિ.

હેમ૦—તેમજ રાજાના લોભે જે હાલ બોલે છે તેનો પણ વિશ્વાસ થોડોજ કરવો જોઇયે. કામાતુર પુરૂષનું ઔદાર્ય, મંદવાડમાં ઉપજેલો વૈરાગ્ય, ચોમાસાનો વરસાદ, વિદ્યાર્થીની સેવા, અને ગરજાઉ માણસનું હેત—એટલાં વાનાં તે સમયે ફળ્યાં તો અત્યંત, પણ તેનો પછી ભરોંસો રાખે તે મૂર્ખ જાણવો. કુમારપાળની આસ્થા, મહારાજ, ધારોછો તેટલી આપણા ધર્મ ઉપર નથી; હમણાં જે વધારે દેખાડેછે તેનું કારણ એકજ છે, કે પોતાનું રક્ષણ કરવું અને વળી રાજાની આશા.

જ્ઞાન૦—તને ઘણો પરિચય નથી તેથી એવો સંદેહ ઉપજે છે. પણ મારી સંપૂર્ણ ખાત્રી છે. અને વળી તે રાજાની ઉથલપાથલમાં એના હાથમાંથી સત્તા આપણે એટલી ઓછી કરી નાખીશું કે એ ફરવા ચહાય તો પણ ફરી શકે નહિ.

હેમ૦—મહારાજ, રાજાને આપણે ગાદી અપાવી, માટે તે કોઇ દહાડો પછી આપણને દુઃખ નહિ દે એમ ધારવું નહિ. તે ઉપર કહ્યું છે કેઃ—

આર્યા.

“ મ્હેં પ્રગટયો દીપ માટે, હાથે ટપલી હણું નહીં બાળે;
એમ વિચારી વર્તે, નર તે તુરતે બળે ઝાળે.”

જેમાં આપણને લાભનો સંભવ થોડો, અને જક્તની હાનિ ઘણી, તેવું કામ આપણે જૈન ધર્મના ગુરૂ થઇને આદરિયે એમાં શોભા નહિ.

જ્ઞાન૦—અરે ! આ શંકા તો નવીજ સાંભળી. શું આપણા ધર્મમાં એનો નિષેધ કીધોછે એવું ત્હેં આટલી બધી વિદ્યા ભણીને શોધી કહાડયું કે !

હેમ૦—મહારાજ, રણસંગ્રામ સરખું દુઃખકારક અને ત્રાસદાયક વિશ્વમાં બીજું સ્થળ કયું છે ? જુવાન, મદમાતા, રંગડ, માબાપ સ્ત્રીના પ્રાણ, બની ઠની તેજી ઘોડા પલાણીને ઉમંગે જાયછે, તે શું વિવાહે ? અરે ! વિવાહે નથી જતા, પણ તે વહાલાંને રોજનાં રડતાં કરવાને જાયછે. યશ અને ધનની જુઠી ભુરકીમાં ભુલાઇ, તપસ્વીને ધ્યાન કરવા જોગ રમણીક, અને એકાંત સ્થળમાં તેઓ ઉન્મત્તપણે પ્રવેશ કરીને, મનુષ્યનો દરિયો રેલરેલ કરી મુકેછે. સુભટોની લલકાર, વાજીંત્રોના નાદ, ઘોડાના ખુંખારા,

અને એ સઘળાનો આકાશમાં એકરૂપ થઇને જે પ્રત્યાઘાત પડેછે તેની ગંભીર ગર્જનાથી સઘળું વન એવું જાગી રહેછે કે સઘળા માણસોનો બુદ્ધિવ્યાપાર બંધ થઈ જાયછે. અને "મ્હારૂં મ્હારૂં" જઇને "મારૂં મારૂં", એવીજ માત્ર મનોવૃત્તિ થઇ રહેછે. પછી એવા લાખો મદાંધ પુરૂષો હડકાં-યલાં કુતરાંની પેઠે એક બીજાના પ્રાણ લેવા મંડી જાયછે. પ્રલય કાળની ન્હાની સરખી, પણ ખરી મૂર્તિ, રણક્ષેત્ર છે. જે માથા ઉપર રત્નજડિત શિરપેચ શોભતા હતા, તે હજારોબંધ માથાંઓ ધૂળમાં પગતળે ચગદાયે છે. જે આંખો પ્રેમદાને અમીરસ પાતી હતી, તે હાલ ફાટી બિહામણી દેખાયછે. જે પુરૂષોના શબ્દથી મ્હોટી મ્હોટી સેનાઓ કાંપતી હતી, તે પુરૂષો સદાનું મુનિવ્રત લઇને શત્રુના હુંકારા ખમતા પડ્યાછે જેના પગના ધમકારે પૃથ્વી ધ્રુજતી હતી, તે કેવળ નિર્બળ થઇને યમપુરીમાં કૃત કર્મોનો ઉત્તર આપવા ગયાછે. અરે! ચોતરફથી આખા મેદાનમાં દુઃખની કારમી ચીસો કાને પડેછે. નજર નાખતાં લોહી લોહી અને માંસ માંસ શિવાય બીજું કાંઈ દેખાતું નથી. અરે! આતો મ્હોટી ચાર કોશની કસાઈની દુકાન છે—તેમાં વેચનારો તે લોભી રાજા, ઘરાક કાગડાને ગીધ, અને હ-લાલ કરનાર પેલી અભાગણી સેના.

જ્ઞાન૦—તું તરૂણછે, તેથી તારામાં આટલું માથાનું જોર દેખી હું ક્રોધ આણતો નથી. આ શબ્દ બાકી વૈરાગીને શોભતા નથી.

હેમ૦—લાખો માણસોને અતિ વેદનાએ તરફડતાં અને અંતે પ્રાણ ત્યાગ કરતાં જોઇને આનંદ પામવો, એતું નામ જો વૈરાગ્ય હોય તો એવા વૈરાગ્યથી પરમેશ્વર મને વેગળોજ રાખો!

જ્ઞાન૦—વાવા! આ વચન વળી તેથી સારાં! શાંતચિત્ત વિના સારા-સારનો વિચાર થતો નથી, માટે તું તારો જુસ્સો સમાવ, અને હું પુછું તેનો વાસ્તવિક ઉત્તર આપ. આ સિદ્ધરાજની કીર્ત્તિ લોકો શામાટે કરે છે, અને તારી પણ અંતરમાં પ્રીતિછે (છે એનો મને નિશ્ચય તો) તે શા માટેછે? શું ત્હેં જે યુદ્ધનાં દુઃખો વર્ણવ્યાં તે શિવાય બીજે માર્ગે એણે યશ સંપાદન કીધો છે?

હેમ૦—ના, મહારાજ. પણ એવા રાજાઓ સત્યે લડેછે; ખરા કા-રણ વિના કંઈ કદી પડતા નથી.

ળનાર જે બીરબલ, તે જગન્નાથ પંડિત તથા મુલાં ફૈઝીને ઘેર જઈને એવોતો નરમાશથી મસ્કો લગાડી આવ્યો હતો કે તેઓએ ખરા દિલથી એને સહાય થવાનું કબૂલ કર્યું હતું. વળી અભિમાની પુરૂષોને માથું નમાવીએ તો તેઓ પોતાનું માથું આપતાં પણ આચકો ખાય નહિ. તેથી બીરબલની આ દીનતા જોઈ ફક્કડ જગન્નાથે પોતાના કાન ફફડાવ્યા અને કહ્યું કે "પાદશાહ, બીરબલ ખરૂં કહે છે. આવું છેક અર્થરહિતજ જે બોલે તેના દોષ બતાવવા એમાંજ શરમ છે." આ સાંભળી બધા ચમક્યા. શું એ એમ કહેવાની તાકાદ ધરાવેછે કે પાદશાહનો એવો પ્રતાપ નથી? મિયાંલબ્બે તો છલકાઇને પૂછવા લાગ્યા કે ત્યારે મારો અર્થ શો ખોટો છે તે કહો. એણે જવાબ વાળ્યો, "મિયાં, પાદશાહની રજા હોય તો તૈયારછું." પાદશાહે કહ્યું, કહો, રજા છે. જગન્નાથ પંડિત બોલ્યા, "પૃથ્વિપતે, મિયાંલબ્બે શું કહેવાના હતા, પણ ત્રણ ભુવનના લોકો જાણે છે કે આપના અપૂર્વ પ્રતાપને બળે આપની પ્રજા સુખી છે અને હમેશાં નિરાંતે ઉંઘે છે. પણ અફસોસ ! એ અર્થ આ દુહાની સાથે લાગતોજ નથી. જો એને પ્રજાની ઉક્તિ ગણીએ, તો **ममरक्षक** ને બદલે **हमरक्षक** કહેવું જોઇએ. આનો ઉત્તર વાળવાનો વિચાર તો કર્યો પણ મિયાંલબ્બેના બોલ મ્હોંમાંજ પાછા ગેબ થઈ ગયા, કેમકે એણે ધાર્યું હતું કે એ પાદશાહનો પ્રતાપ ના પાડશે, પણ જગન્નાથે તો વ્યાકરણ દોષથીજ એનું ચરણ ઉડાવી દીધું. બીરબલે હસીને કહ્યું, "**मियांलब्बे, पंडितराजने तो आपका चरनसें मूलहि काटके उडा दिया.**" એણે જવાબ આપ્યો "**वनचर, तेरे चार चरन तिझेहि मुबारक हो. आदमीको तो तो दोहि बस हे.**" '**सच्च बात, मेरेप्यारे, लेकिन हे तिन चरनोंवाले, तुं तो नाहि आदमी और हैवान किसमें रहा ! इस्का करना कहा**'?

આટલી જરા ટપાટપી થઇ રહ્યા પછી પાદશાહે માનસિંગના સામું જોઇ કહ્યું, રાજાસાહેબ, આપ એ સમસ્યા શી રીતે પૂરોછો? રાજા માનસિંગે તો સલામ કરી નમ્રતાથી આટલુંજ કહ્યું.

## वादशाह [1]बडवख्त.

આ સાંભળી કેટલાકે તો એમ ધાર્યું કે "હે મહા ભાગ્યવાન પાદશા-

---

૧. મોટા નશીબવાળો, ભાગ્યશાળી.

હું" એમ કહી રાજા અકબરશાહ સાથે કાંઈ બોલવા જાયછે, પણ જ્યારે એટલું બોલી તે ચૂપ રહ્યા ત્યારે બધાએ જાણ્યું કે એ તો સમસ્યાનું ચોથું ચરણ થયું. એનો અર્થ બધાએ એ પ્રમાણે કર્યો:—મારા સુભટ સરદારો મહા બળવાન છે અને મારી રક્ષા કરવામાં રાત્રદિવસ જાગૃત ઉભા છે એમ જાણી નસીબવાળા રાજાઓ સદા નિરાંતે સુએછે. પણ આત્મબળ ઉપર આધાર રાખનારા શૂરા અકબરને આ અર્થ કેમ રૂચે ? એણે કહ્યું, રાજા સાહેબ, આપના જેવા સરદારોની તો એમાં ખૂબી છે, પણ પાદશાહોને માટે એ કાંઇ સારી રાજનીતિ કહેવાય નહિ. એમ કહી અબુલફઝલના સામું જોયું કે તુર્ત તે ચતુર કારભારી બોલ્યો, બંદેનવાજ, દાલડાલનો ફરક મોટા મોટા મુનશી પણ ગણતા નથી. માટે આપે પણ નજ ગણવો જોઇએ. એમ કહી એણે રાજા માનસિંગના ચરણનો અર્થ આ નીચે પ્રમાણે ઉથલાવી નાખ્યો:

## बादशाह १बदबख्त.

અબુલફઝલના આ શબ્દ ચાતુર્યથી પાદશાહ વગેરે સઘળાનાં મન પ્રસન્ન થયાં, પણ રાજા માનસિંગને તો બહુજ માઠું લાગ્યું. એ રાજા કાંઇ હાલના જેવો અફીણી કે ગંડુ ન હતો. તે ખબરદાર, વિચારવંત, થોડાબોલો, અને જે બોલે તે પ્રતિપાદન કરી શકે એવો હતો. તેથી આ પ્રમાણે પોતાના બોલનું ખંડન થવાથી તેને ગુસ્સો લાગ્યો અને બોલી ઉઠયો કે મારી સમસ્યાપૂર્તિમાં ઉત્તમ રાજનીતિ રહેલી છે અને જો તે આ સભામાં કોઇથી નહિ સમજાતી હોય તો તે સમજાવવા તૈયાર છું. અકબરે જોયું કે માનસિંગને ખોટું લાગ્યું અને તેથી કહ્યું કે રાજાસાહેબને તસ્દી લેવી પડે એતો ઠીક નહિ. આ સભામાં કોઈ એમના વાક્યનો ગૂઢાર્થ સમજાવો. બધા એક બીજાનાં મોં તરફ જોવા લાગ્યા. પાદશાહે જગન્નાથ પંડિત ભણી નજર કરી એટલામાં બીરબલે હિંમતથી બોલવું શરૂ કર્યું. "સાહેબ, એ દુહાનો પ્રસંગ સમજ્યા વિના એની ખૂબી નહિ સમજાય. આપના જેવા એક પ્રતાપી પાદશાહ વિક્રમાજિત એક સમે નગરચર્ચા જોવા નિકળ્યા. અંધાર પિછોડો ઓઢી શયનગૃહમાંથી નીકળે છે તેવાજ બારણા આગળના રખવાળાએ "કોણ એ" કરી ગર્જના કરી. તેમજ મહેલની આસપાસ સો સો સુભટો હાથમાં નાગી તરવારો લેઇને પહેરો ફરતા હતા તે પણ તેવાજ જાગૃત

---

૧. ખરાબ નશીબવાળો.

માલમ પડ્યા. તેથી પોતે અદૃશ્ય થઇને નગરચર્ચાએ ચાલ્યા. જ્યાં જુએ ત્યાં ચોકીદારો ખડા ને ખડા. ત્યારે દરવાજે ફરી વળ્યા પણ કોઈ રખવાળને ઉંઘતો કે બેઠેલો જોયો નહિ. તેથી તેમણે પ્રસન્ન થઈ બારમા દરવાજા આગળ પહોંચતાં પહોંચતાં આ પ્રમાણે કહ્યું.

**अहो ! रात्र जागृत खडे, मम रक्षक महाशक्त !**

શબ્દ સાંભળતાંજ ત્યાંના ચોકીદારો તે શબ્દને અનુસારે તેના ઉપર વાઘની પેઠે કુદી પડ્યા, અને કાંડુ ઝાલી બંધન કરવાની તૈયારી કરવા લાગ્યા. હું પાદશાહછું એમ સૂચવવાને માટે ઉપલી લીટી પોતે ફરાથી બોલ્યા. ચોકીદાર સમજ્યા તો ખરા પણ સ્પષ્ટ બોલાવવાને સારૂ તેણે જવાબ આપ્યો કે:-

**यों कह सुखे सुवे सदा, बादशाह बडवख्त.**

મતલબ અમારો પાદશાહ એમ સમજે છે તેથી તો તે નિરાંતે આ સમે સુતો હશે અને તમે તો કાંઇ ચોરજ છો. અમારા પાદશાહને પોતાના સરદારોનો આટલો અણવિશ્વાસ ન હોય એમ વ્યંજના કરી પોતાની જાગૃતિ બતાવી. વિક્રમ રાજા ખૂશ થઇ ગયા અને તેને સભામાં બોલાવી સવારે ઘણો શિરપાવ આપ્યો. માટે, મહારાજ, બીરબલે કહ્યું કે, આ રીતે પ્રસંગ સમજતાં આ દુહામાં રાજનીતિનો કાંઇ દોષ આવતો નથી. એમાં સરદારોની ભક્તિ તથા પાદશાહની કદરદાનીજ વર્ણવી છે.

પાદશાહે કહ્યું, શાબાસ ! રાજાસાહેબ, તમારૂં બોલવું બહુ ગૂઢ છે. ઘણાને તો બીરબલ જેવાની સહાયતા વિના ભાગ્યેજ સમજાય. ચાર, હવે કોઇ બીજાને આ સમસ્યા પૂરવાનું મન છે ? એ ઉપરથી વિષ્ણુસ્વામી કહીને એક ગોસાંઇ ત્યાં બેઠો હતો તેણે કહ્યું.

**आस्थारुढहरिभक्त.**

'હરિ' નું નામ સાંભળી પેલા ઝનૂનુદ્દીન મુલ્લાં ચીડવાયા. કોઇ ભલા મુસલમાને કહ્યું કે, હરિ કહો કે રામ કહો પણ અર્થ તો અલ્લાજ થાયછે. વસ્તુ એકછે તો નામને માટે શું કામ લડવું જોઇએ ? આ સાંભળતાંજ મુલ્લાંજી હાથથી ગયા. मुल्ली-ई ! तूं क्या समजताहे ? दीनमें वस्तु हे हि किधर ? नामकीहि सब तकरार है. આ બોલવાથી ઝનૂનુદ્દીનમાં ઝનૂન સિવાય ખરા દીનની કાંઈ સમજ નહોતી એ સાફ જણાઈ ગયું.

અને તેથી ઘણા લોકો કાંઇક કંટાળાની સાથે હસી એને તુચ્છ ગણવા લાગ્યા. પણ એના મનમાં તો એ મહા ડહાપણની વાત હતી અને દીનને નામે બાદશાહનું અપમાન કરવું તેને તો એ ગાઝીપણું સમજતો હતો. તેથી બોલ્યો, **पादशाह, तुं मुसलमीन है कि काफिर? अफसोस! अफसोस! मैं अब मेरे जैफ *चस्मोंसें क्या देखता हौं,** બીરબલે ધીમે રહીને જાણે જવાબ દેતો હોય તેમ કહ્યું. કે "**कुच्च नहि देखते हो, अल्लाको, नहितो फिर दुसरा क्या देखोगे?**" બીરબલનું આ ટુંકું સાંભળીને તથા મુલાં ચશ્મા ચઢાવેલી આંખે ડોળથી આસપાસ રોહોલું રોહોલું જોતા હતા તે જોઇને સભામાં ચોપદારથી તે બાદશાહ સુધી સર્વને ખડખડ હસવું આવ્યું.

એવામાં રાજા તોડરમલ્લ સભામાં આવી પહોંચ્યા. એ હિંદુદિવાન બીજા સભાસદોના જેવોજ ચતુર અને વિદ્વાન હતો, પણ પોતાના મહેનત ભરેલા જમાબંદીના કામમાં એટલો બધો ગુંથાએલો રહેતો હતો કે એને આવી વિદ્યાવિનોદની મંડળીઓમાં આવવાનો ક્વચિતજ અવકાશ મળતો હતો, તેથી બાદશાહે એને વિશેષ આવકાર દીધો, અને અત્યારસુધી જેટલી સમસ્યાપૂર્ત્તિ થઇ હતી તે કહી સંભળાવીને પૂછ્યું કે રાજા, તમે શું કહોછો? તોડરમલ્લે પ્રથમ તો પોતાની દીનતા બતાવી આનાકાનીજ કર્યા કીધી, પણ એમ કરતાં જ્યારે વિચારનો પૂરતો વખત મળી રહ્યો ત્યારે નીચે પ્રમાણે ચોથું ચરણ ઉભું કર્યું:–

**वालक, भूप, सुभक्त.**

અકબરે હસીને કહ્યું કે, દિવાન સાહેબ વિના સર્વાળો કોણ બાંધી આપે? રાજા તોડરમલ્લ, તેં ખૂબ કરી! સઘળાની વાત તારામાં આવી ગઇ, અને કોઇની તકરાર રહી નહિ. જોઇએ, હવે બીરબલ શું કહેછે. બોલ, તારૂં શારદાકૃત ચરણ શું છે?

બીરબલે નમ્રતાથી ઘણી ઘણી કુનિસો બજાવી ઉત્તર આપ્યો કે જનાહપનાહ, જ્યાં આવા આવા વિદ્વાનો ભેળા થાયછે ત્યાં તેમના તેજથી શારદાદેવી અહોનિશ હાજરજ હોયછે અને તેથી ત્યાં જે નિર્ણય થાય તે

---

* આંખો.

કેમ ખોટો હોય ? તથાપિ મારૂં ચરણ કાંઈક એથી જુદું છે, પણ ઝાઝો ફેર નથી. રાજા તોડરમલ સાહેબ "બાલક" કહેછે તેને ઠેકાણે મારા પાઠમાં બાલકું છે. બાદશાહે પૂછ્યું, એ બે શબ્દોના અર્થમાં કાંઈ ભેદછે? તોડરમલ્લે જવાબ આપ્યો, નાજી, પણ બાલકું એ જૂનું અને કાંઇક વધારે રસિક રૂપછે તેથી મારા કરતાં એ સમસ્યાપૂર્તિ સારીછે એમ હું કબુલ કરૂંછું.

બીરબલે રાજા તોડરમલ્લને સલામ કરી કહ્યું, આપ લાયક આદમી છો એટલે વિવેક કરો એમાં કાંઈ નવાઈ નથી. પછી બાદશાહ તર્ફ નજર કરી બોલ્યો કે, પૃથ્વીપતિ, રાજાસાહેબની સમસ્યાપૂર્તિ યથાર્થ છે. મારા અને એમના શબ્દાર્થમાં કાંઈ ભેદ નથી. પણ મારો શારદાકૃત દુહોછે તેથી વિચારીને જોશો તો કાંઈ બીજી પણ ચમત્કૃતિ નીકળી આવશે. બાદશાહે ચોતર્ફ જોયું કે કોઈ બીજી ચમત્કૃતિ એમાંથી કાઢી આપેછે. મિયાં ફૈજીએ કહ્યું. હાજી, આ દુહાની ખૂબી એ છે કે રાજા માનસિંગ અને મુલ્લાં અબુલ ફઝલની સમસ્યાપૂર્તિમાં જે વિરૂદ્ધતાઓ આવી હતી તે બંનેનો સમાવેશ એમાં થઇ જાયછે. જો,

**बाल, कुभूप, सुभक्त.**

એમ શબ્દ તોડીને વાંચીએ તો જૂદો અર્થ નીકળે અને નહિતો સાધારણ રાજા લોકોને પસંદ પડતોજ અર્થ દેખાય:

**बालकु, भूप, सुभक्त.**

બાદશાહ આ સાંભળી ઘણો પ્રસન્ન થયો અને સર્વેનાં વખાણ કરવા લાગ્યો. એણે કહ્યું કે મારી સભામાં આવાં રત્નો પરમેશ્વરે આપ્યાં છે તેથી હું તેનો ઉપકાર માનુંછું. વારૂ પંડિતરાજ, તમે કાવ્યશાસ્ત્રીછો, તેથી નિર્ણય કરો કે આ સઘળાં ચરણોમાં સૌથી સારૂં કોને ગણવું. મારી નજરમાં તો એ સઘળાં સારાં લાગેછે. જગન્નાથપંડિતે ધીમેથી ઉતર આપ્યો કે બધાંએ ચરણ રસિક છે ખરાં, તોપણ કવિકૃતતો બીરબલ્લનુંજ કહેવાય.

ફૈઝીએ પૂર્વપક્ષ કર્યો કે રસછે તો કવિતા છે અને કવિતા કહી તોપછી તે કવિકૃતિ થઇજ ચૂકી. જગન્નાથે હસીને કહ્યું, મિયાં ફૈઝી, આજે તમે સંક્ષેપમાં વાદ ઠીક ગોઠવ્યો છે. **वाक्यं रसात्मकं काव्यं**, એ આધાર ઉપર તમે કુદતા હશો પણ રસ શબ્દનો અર્થ તમે સાધારણ લોકની પેઠે સમજોછો તેવો નથી, અથવા રસનો અર્થ તેમજ તમારે કરવો હોય તો હું કહુંછું કે કાવ્યમાં રસ કરતાં પણ કાંઇ બીજી વસ્તુની જરૂર છે.

આ સાંભળી બધા પંડિતરાજના સામું જોવા લાગ્યા. એમાં કોઇને કાંઇ સમજાયું નહિ, અને ખુલાસો માગવાની હિમત ચાલે નહિ. ત્યારે પાદશાહે કહ્યું કે તમારૂં બોલવું ઘણું ગૂઢછે તેથી મને વિસ્તારથી સમજાવો. "ઠીક સાહેબ" એમ કહી જગન્નાથે આ પ્રમાણે ખુલાસો કર્યો. હર્ષશોકાદિ નાનાપ્રકારના મનોવિકારને સાધારણ રીતે રસ કહેછે. જો એવો રસ જે વાક્યમાં હોય તેને કવિતા કહીએ તો બહુ વિપરીત થશે. પ્રાણીમાત્રમાં મનોવિકારછે અને તેથી વિકારી સ્થિતિમાં તે જે બોલે તેને કવિતા કહેવી પડશે. કૂતરૂં ચીડવાઇને ભસવા લાગે તો તે વીરરસ કહેવાય. અને કોઇ પોતાના બાપની પછાડી પોકશ્રાદ્ધ કરતો હશે તે કરૂણરસની કવિતા કરેછે એમ કહેવું પડશે. પ્રિય મરણના શોકથી એ જે વિલાપ કરતો હશે તેમાં કરૂણરસ કદાપિ હશે ખરો પણ એ કરૂણરસની કવિતા કરે છે એમતો નહિજ કહેવાય. એમ હોય તો પ્રાણીમાત્ર સુખદુઃખને સમે કવિછે અને કવિમાં કાંઇ વિશેષ રહેતું નથી. અર્થાત્ પોતાનાજ અનુભવની વાત કરનારો ગમે એવું રસમય બોલે તોપણ તે કવિછે એમ નહિ કહેવાય. જો તેની વાણીમાં રસછે, તો તે રસિક માત્ર છે એટલુંજ સિદ્ધ થાય છે. *કવિ તો તેજ કે પોતાના અનુભવ બહારની કથા વર્ણન કરતાં પણ તદ્રુપ રસને દર્શાવી શકે.

આ સમસ્યાપૂર્તિ જે જે લોકોએ કરીછે તેનો નિત્યાનુભવ વિચારી જોશો તો આ મારૂં કહેવું વધારે સમજાશે. વળી બાળકની લીલા અવલોકવી અને તેથી પ્રીતિમાં મસ્ત રહેવું એ માતાનો ધર્મજ છે. તે પ્રમાણે રાણી સાહેબે વત્સરસ મૂકીને આ દુહો પૂરો કર્યો એમાં કાંઇ આશ્ચર્ય નથી. તેમજ રાજા માનસિંહ જેવા શૂરા સરદાર પાદશાહના સંરક્ષણ પછાડી મંડી રહ્યા છે તેને એમ લાગે કે અમે છઇએ ત્યાં બાદશાહને કાંઇપણ ફિકર રાખવાની જરૂર નથી એ સ્વાભાવિક અને નિત્યનુંજ કર્મછે. અબુલફઝલ જેવા દિવાન જેનું કામ હમેશાં સારી મસલત આપવાનું છે તેને એમજ લાગે કે ગમે એવા સરદાર હોય પણ તેવા ઉપર ભરોસો રાખી બેશી રહેતો તે **बाद्‌शाह बद्‌बख्त**" જ જાણવો. વિષ્ણુસ્વામીભક્ત છે એટલે એમને પરમે-

*ઇંગ્રેજીમાં Subjective and Objective Poetry કહેવાય છે તેનો કાંઇ ભેદ પાડી Objective ને ઉત્તમ ગણી એવો જગન્નાથ પંડિતનો આ ઠેકાણે આશય જણાય છે.

શ્વર ઉપર અચળ આસ્થા રાખવાનુંજ સૂઝ્યું. એ પ્રમાણે એ સર્વે જણે
તો પોતપોતાના નિત્ય વ્યવહારનીજ વાત કહી—એમાં કાંઇ કવિતા કરી
એમ કહેવાય નહિ. તોડરમલ્લ રાજા બડા હિસાબી છે એટલે આ બધાની
વાત સાંભળી માત્ર તેનો સર્વાળોજ કરી આપ્યો. પણ બીરબલ જેને એમા-
નો એકે અનુભવ નહિ તેણે એ બધાનો અનુભવ રસમય વાણીછટા-
થી દર્શાવ્યો, માટે એજ કવિ. એનીજ વાણી શારદાપ્રેરિત એવો મારો
તો અભિપ્રાય છે.

બાદશાહે રાજી થઇ બીરબલને "કવિરાય" નું પદ આપ્યું, અને તે દિ-
વસથી એને એજ નામે બોલાવવા લાગ્યો.

---

## अकबरशाह अने बीरबल भाग ६ ठो.

એક સમે બાદશાહની પાસે બપોરની વેળા ખાસમંડળ બેઠું હતું.
તાપ બહુ હતો, કેમકે અશાડ મહિનો અધવાર્યો હતો તોએ વર્ષાદ આવ્યો
નહોતો. એ તાપને લીધે બધાનું મન કોઇ વાતમાં બરાબર લાગે નહિ. તેથી
બાદશાહે કહ્યું કે, આજતો કોઇ આ બપોરના તાપ વિષેજ કાંઇ કવિતા કરો.

એવામાં કોઇ દૂરના મુલકનો ગામડીઓ ત્યાં આવી પહોંચ્યો. તે પો-
તાના મુલકના રાજા સામે ફરિયાદ કરવા દિલ્હી સુધી આવ્યો હતો. તેણે
જાહેર કર્યું કે "સાહેબ, અમારૂં ગામ મૂળથી એને તાબે નથી અને બાપી-
કાંતો એના બીજાં પણ અમારા મુલકમાં થોડાંજ છે. અમે એના ઇનસાફની
કીર્તિ ઘણી સાંભળી કોઇક ચોવડીએ કબૂલ થયા કે તમને અમારા રાજા
પ્રમાણે ગણીશું. બીજા ગામવાળા પણ એમજ સમજી ધીમે ધીમે એને
શરણ થયા. બાકી, અસલ અમારાં સ્વતંત્ર મહેવાસી ગામડાં હતાં, પણ
અમે વિચાર્યું કે નકામા એક બીજા સાથે લડી મરીએ છીએ તે એક
ધણી કરીએ તો ન થાય. પ્રથમ તો અમારા ધારવા પ્રમાણેજ અમને સુખ
મળ્યું, અને અમે ઠાકરડાંએ પોતાનો અધિકાર છોડી દીધો તેને માટે પ-
સ્તાવાનું કાંઇ પણ બન્યું નહિ. પણ હવે તો તે અમને તથા બધી રૈયતને
તોબા પોકરાવેછે, ને એ રીતે કહેછે કે તમે મારી સમશેરના ગુલામછો."
એતો પોતાની હકીકત બહુ લંબાવવા જતો હતો પણ અકબરશાહે કહ્યું
કે સમજ્યો. કાલ સવારે એક સરદાર લસ્કર લઇને તારી જોડે આવશે;
એમ કહી તેને વિદાય કરી બોલ્યો કે આ રાજા રાજનીતિમાં કુશળ પણ

કાયો જણાયછે. રાજ મેળવવામાં અને જાળવવામાં બંનેમાં પ્રીતિ અને ઇનસાફની જરૂર છે. જુલમથી ક્યારે પણ સારૂં ફળ મળતું નથી.

વારૂ, હવે કવિતાતરંગ ચલાવો.

ત્યારે રાજા તોડરમલ બોલ્યા કે આ ગામડીઆ પટેલની હકીકત પણ એ કવિતામાં આવે તો ઠીક. કોઇ જુવાન અમીરે કહ્યું કે મોહોબતવિના તે શાહેરી શી ? આ સાંભળી બાદશાહે કહ્યું કે, આ તો ત્રણ અર્થની કવિતા કરવી પડે એવું કામ થઇ પડયું છે.

તે ઉપરથી જરાક વિચાર કરી બીરબલે નીચે પ્રમાણે એકજ દોહરો કહ્યો, અને પછી ઘણી નમ્રતાની સાથે કહ્યું કે ભુલચૂક હશે તો પંડિતરાજ સુધારશે.

कैसा कोमल प्रथमथा? अब क्यों ऐसा क्रूर ?
मैं पूजके मस्तक धरा, यही गुना हैं सूर !

જગન્નાથે કહ્યું, સાબાશ છે, બીરબલ, શાબાસ. જે સ્થળે ક્લિષ્ટતા એ દોષ ગણાય નહિ ત્યાં પણ તેં પ્રાસાદિકજ કવિતા કરી. બાદશાહે કહ્યું, રાજા ને સ્ત્રી વિષેના અર્થ તો બરોબર સમજાયા, પણ બપોર વિષે કાંઇ ગુંચવણ રહેછે તે સમજાવો તો ઠીક. તે કરતાં ત્રણે અર્થજ કરો કે કોઇને કાંઇ ભ્રાંતિ રહી જાય નહિ.

તે ઉપરથી પંડિતરાજ બોલ્યા કે પ્રથમ કોમળ અને પછીથી ક્રૂર થએલા રાજા વિષે તો અર્થ સ્પષ્ટ છે, કેમકે તેની હકીકત પેલા ગામડીઆએ સઘળી બધાના દેખતાં જાહેર કરી છે. હવે હું એ બીજા બે અર્થના પ્રસંગ કહુંછું તે સાંભળો. એ ગામડીઆના જેવોજ કોઇ બ્રાહ્મણ સવારે ખેતરમાં જતો હશે વાટે નદી આગળ સૂર્યોદય થયો તેથી ત્યાંજ સંધ્યાવંદન કરી લીધું. પછી ખેતરે જઇ કામે મંડયો. એમ કરતાં બપોર થવા આવ્યા. ઉન્હાળાના આજના જેવાજ દહાડા, જમીન ખરી ખાંગડ થઈ ગએલી, ખેતરમાં લીલું તરણું પણ મળે નહિ, જ્યાં જોય ત્યાં આંખે ઝાંઝવાં વળે, અને માથા ઉપર ખરા બપોરનો સૂરજ તપી રહેલો. તેથી તે છેક કંટાળી ગયો અને સૂર્યને કહેવા લાગ્યો કે "તમે સવારમાં કેવા કોમળ હતા અને હમણાં આટલા બધા કરડા કેમ થઇ ગયા છો? મ્હેં તમારો કાંઇપણ અપરાધ કર્યો નથી. મારા નિત્યમાં હું કાંઈ ચૂક્યો નથી. પણ ભૂલ્યો! એજ મારો અપરાધ કે મ્હેં તમારૂં પૂજન કરી માગી લીધું કે તમે મારે માથે

સદા બિરાજમાન રહેજો. તેથીજ તમે મારે માથે ચઢી બેઠાછો અને તેથી આ દુઃખ હું પામુછું" એ પ્રમાણે પેલો ભોળા પણ તપી ગએલો ગામડીઓ બોલે એમાં કાંઇ આશ્ચર્ય નથી.

સ્રીપક્ષે એનો અર્થ ખંડિતા નાયિકા ઉપર લાગુ પડે છે. ત્યાં "મ્હેં પૂજન કરીને માથા ઉપર ધારણ કર્યા" એનો લાક્ષણિક અર્થ એવો સમજવો કે અપૂર્વ પ્રેમ રાખ્યો અને માથાના મુગટ ગણ્યા. બાકીતું બધું તો સરળ છે. તે પોતાના પ્રીતમનો પૂર્વાનુરાગ સંભારી તેને પાછો ઠેકાણે આણવાની તજવીજ કરેછે તેથી તે વાણીવિદગ્ધાધીરા છે એમ પણ ઓળખાઇ આવેછે.

કોઇએ પૂછ્યું કે એમાં તો સૂર શબ્દ એ સામાન્યજ સંબોધન મૂક્યું છે તેથી એ અર્થ બધાને કેમ લાગુ પડે. જગન્નાથે કહ્યું કે ઉપર અર્થનો શ્લેષાલંકાર હતો તેમ અહિંયા શબ્દનો છે. સુર શબ્દના ત્રણ અર્થ ભાષામાં થાયછેઃ–દેવ, સૂર્ય અને શૂરો. સૂર્યપક્ષે સૂર્ય અર્થજ લેવો. નાયિકા પક્ષે દેવ એ અર્થ લેવો. રાજાને બાહાદુર વક્રોક્તિમાં કહ્યો.—મતલબ તો એ કે તું ક્ષત્રીધર્મ પ્રમાણે વર્તતો નથી.

મુલ્લાં ઝનૂનુદ્દીન બેઠા બેઠા ક્યારનું કાંઇ છીંડુ શોધ્યા કરતા હતા પણ કાંઇ જડ્યું નહિ ત્યારે ઉપલેકજ દોષ કાઢયો કે એમાં તો હરમતી મોહોબતનું બ્યાન કર્યું છે, અને કહ્યું કે મોરદાર બાનુનીજ મોહોબતનું બ્યાન કરવું ખરા મુસલમાનને સજાવર છે. આ સાંભળી બધાને નવાઇ લાગી અને તેનું વિશેષ કારણ તો એ કે એ મુલ્લાં સાહેબને પોતાની મોરદાર બાનુ સાથે બનતુંજ નહોતું. રોજ લઢાલડી અને મારામારી ચાલતી.

બીરબલે કહ્યું, મુલ્લાં સાહેબ, એમાં મોરદાર બાનુનીજ મોહોબતનું બ્યાન છે. કોઇ આપ જેવા કાબેલ મોલવી શાદી કરવા નીકળેલા ત્યારે બીબીને બહુ મીઠા મીઠા બોલ બોલીને રીઝવેલી. તમે કહેશો કે મશ્કરી કરે છે, પણ મુસલમાન વિના આ હકીકત કોઇને લાગુજ પડે નહિ કેમકે અમારામાંતો નાનપણથી માબાપજ ઢીંગલાઢીંગલીને પરણાવી દેછે. પછી તે બીબીને તો મુલ્લાં સાહેબ દુઃખ દેવા લાગ્યા ત્યારે તે બિચારીએ તેને નામે આ પ્રમાણે છેડો વાળ્યો. "માથા ઉપર ધારણ કરવું" એ બોલ વિવાહિત

સ્ત્રીનેજ શોભે, પરકીયા તો હૃદયમાં ધારણ કરે. વળી તેનામાં એટલી દીન ભક્તિ હોય નહિ.

આ સાંભળી સઘળા રાજી થયા. અકબરે કહ્યું, હવે તો માંહેથી ચોથી આડકથા પણ ફાટી. બધા ઝનૂતુદ્દીનની સામું જોઈ રૂમાલમાં હસવા લાગ્યા. પછી બાદશાહે જગન્નાથ પંડિતને પૂછ્યું કે તમારો સ્વકીયા પરકીયા વિષે શો વિચાર છે.

જગન્નાથે કહ્યું કે સ્વકીયાપ્રીતિ એ સંસ્કૃત એટલે સંસ્કાર યુક્ત છે, અને પરકીયાપ્રીતિ તો પ્રાકૃત એટલે માત્ર પ્રકૃતિનેજ અનુસરતી છે. બાદશાહે પુછ્યું એતો ખરૂં, પણ એ બંનેના સુખમાં શો ફેર છે. "સંસ્કૃત પ્રાકૃત ક્રિયાઓના પરિણામાં ફેર છે તેટલોજ." એમ કહી જગન્નાથ નીચેનો દોહરો ભણ્યાઃ

संस्कृतस्वकीयास्नेहसुख, अचल शौचकर शांत;

प्राकृतपरकीयप्रीतिपुनि, अचर सोचकर सात.

આ દુહાના શબ્દ તો કાંઇ કઠિણ નહોતા, પણ તેના અર્થમાં ઘણો વ્યંગ હોવાને લીધે બધાથી તેનો ભાવાર્થ સમજાયો નહિ. માટે બીરબલે તે સ્ફુટ કરીને સમજાવ્યો. પંડિતરાજ કહેછે કે સ્વકીયાના સ્નેહનું સુખ સંસ્કૃત હોવાથી તે કેવું છે, તો કે અચળ શૌચકર કહેતાં પવિત્ર કરનારૂં, અને શાંત એટલે ઉદ્વેગ કે ચિંતા વિનાનું. પરકીયાની પ્રીતિ પણ એવીજ છે, પરંતુ પ્રાકૃત હોવાથી તેના ગુણ પણ પ્રાકૃત થઇ જાયછે, એટલે અચળને ઠેકાણે અચર કહેતાં આચરવા યોગ્ય નહિ, સોચકર એટલે દુઃખ ઉત્પન્ન કરનાર, અને સાંત કહેતાં અંતવાન એટલે જેનો જલદીથી છેડો આવી જાય એવી છે

આ સાંભળી બધી સભા છક થઈ ગઇ. સર્વે એના ચાતુર્યનાં એકે અવાજે વખાણ કરવા લાગ્યા. મુલ્લાં ઝનૂતુદ્દીન પણ બોલ્યા કે એ કાફર મુલ્લાંની કાબેલીઆતમાં કાંઇ ખામી નથી. જો એક કલમો પઢે તો હું એને પગે લાગવા તૈયારછું અકબરશાહતો ઘણોજ પ્રસન્ન થઈ ગયો હતો. એણે કહ્યું એ બંનેને પ્રીતિ ને દેખાવમાં સરખીજ વર્ણવી, પણ પરિણામમાં જમીનને આસમાન જેટલોજ ફરક પાડી બતાવ્યો એ મોટી ખૂબી છે. હું ધારતો હતો કે રખેને એ ફક્કડ કવીશ્વર પરકીય પ્રીતિનો પક્ષ કરે. જગન્નાથે હસીને

કહ્યું કે, સંસ્કૃત ને પ્રાકૃત ક્રિયાઓમાંજ જે સ્વાભાવિક ભેદ રહેલોછે તે કોનાથી રદ થઈ શકે. બીરબલે કહ્યું, મહારાજ, એ પંડિતરાજે તો પરકીયાની પ્રીતિને સુખ શબ્દજ લગાડયો નથી, અને પ્રીતિ કહી ત્યાં પણ અચર, સોચકર, ને સાંત એવાં વિશેષણો યુક્તજ કહી છે. ખરે એ કવિરત્ન જેવા રસમાં તેવાજ ધર્મશાસ્ત્રમાં પણ નિપુણ છે.

એ વેળા સભામાં એક જ્યોતિષી બેઠો હતો. તે કવિતા પણ કરી જાણતો હતો તેથી તેણે કહ્યું કે રજા હોયતો એ વિષય ઉપરજ મ્હેં કાંઈક બનાવ્યું છે તે કહી સંભળાવું. બાદશાહે કહ્યું, ઠીક, બોલો. બીરબલ કહે, જોશીબાવા, કવિતા કરવા જતાં તમારા ગ્રહને ભૂલશો નહિ હો. જોશીએ જવાબ આપ્યો કે હું ગ્રહને ભૂલું, પણ તે ક્યાં કોઈનેએ ભૂલે એવા છે. એમ ઝડાકો કરી તે નીચે પ્રમાણે બોલ્યોઃ-

स्वकीयामुखशशिपूर्नसम, शुक्रसीपरकीयप्रीत,
झलक पलकसी तनुतनक, कुसाध्यकाल अनित्य.

બાદશાહે કહ્યું, ચોથું ચરણ ગ્રહપક્ષે બરાબર સમજાતું નથી માટે તે સમજાવો. એમાં જ્યોતિષશાસ્ત્રની કાંઇ ગૂઢ વાત છે. જોશીએ કહ્યું, મહારાજ, આ કવિરાજે મને ફરમાશ કરી હતી કે તમારા ગ્રહને ભૂલશો નહિ તેથી તેમ કરવું પડયું છે. વળી એમ પણ ખરૂં કે ગ્રહ નડે ત્યારેજ અમને કોઇ પૂછવા આવે. માટે હું બધોજ અર્થ સમજાવુંછું, અને લંબાણ થાય તો ક્ષમા કરજો. એમ કહી તે બોલ્યો કે સ્વકીયાનુ સુખ પૂનેમના ચંદ્રમા જેવું નિર્મળ, આનંદકારી, ને અખંડ છે. પરકીયાની પ્રીત શુક્રના જેવી છે. તે પ્રીતનો ઝળકારો આંખની પલકના જેવો છે એટલે પળમાં ઝળકે ને પળમાં બંધ પડી જાય. ગ્રહોનું દર્શન પણ શાસ્ત્રમાં એ પ્રમાણેજ કહ્યું છે. તનુ કહેતાં વિસ્તાર થોડો છે—કેમકે પરતંત્રતાને લીધે યથેચ્છ હાવભાવથી વિસ્તારી શકાતી નથી. શુક્રના તારાનો વિસ્તાર ચંદ્રના કરતાં બહુજ નાનો દેખાય છે એતો પ્રત્યક્ષ છે. વળી તે સાધ્યકાળછે એટલે અમુક વખતેજ સાધી શકાય અને વળી તે કાળ પણ સારો નથી. શુક્રના તારાનું એવું છે કે થોડા માસ તે સાંજે અને થોડા માસ પાછલી રાતે દેખાય છે. બીજાની પેઠે જ્યારે જોવા જઇએ ત્યારે રાત્રે આકાશમાં દેખાય નહિ. માટે એને કુસાધ્ય કાલ કહ્યો. વળી એ અનિત્ય છે, કેમકે કેટલાક દિવસતો એનો અસ્તજ રહેછે.

જોશીએ આવી કવિતા કરી તે જોઇ ઘણાને નવાઇ લાગી. ત્યારે એણે ખુલાસો કર્યો કે મારા બાપે મને વ્યાકરણ કાવ્ય વગેરે શીખવ્યા પછીજ જ્યોતિષ્‌માં નાખ્યો હતો, કેમકે તેઓ સમજતા હતા કે સંસ્કૃત ભાષાના સામાન્ય જ્ઞાન વિના શાસ્ત્રના ગ્રંથ જોઇએ તેવા ભણી શકાયજ નહિ. બાદશાહે પૂછ્યું કે વ્યાકરણ કાવ્યનું આવું જ્ઞાન છતાં તમે જોશીજ કેમ થયા. એણે જવાબ દીધો કે સાહેબ, હાલ શાસ્ત્રી પુરાણીને ભણી ભણીને આખરે ભીખ માગવી પડે છે; અને આ ધંધો તો એવો છે કે સંઘળા મારે ઘેર ધક્કા ખાતા આવે છે. બીરબલે કહ્યું જોશીબાવાનું કહેવું પ્રમાણ છે–એમને વાસ્તે તો આકાશવાસી આંધળા લૂલાની ટોળી એવી જબરી છે કે તેઓ શ્રમને પણ ચીરીને એમનું ઘર ભરે છે.

બાદશાહે હસીને કહ્યું એ બધી વાત ખરી, પણ વિદ્યા કરતાં ધનને શ્રેષ્ઠ ગણવું એ બુદ્ધિમાનનુ લક્ષણ ન કહેવાય. બીરબલ બોલ્યો, સાહેબ, જ્યોતિષ્‌ શાસ્ત્રનો મુદ્દોજ એછે—કેમ જોશીબાવા ખોટું કહુંછું ? એમ કહી નીચેનો દુહો બોલ્યોઃ—

**लिख पहिलो तन धन दुजो, विद्या पंचम स्थान;**
**यों उपदेशही देत जो, जगति गतिके जान.**

આ મર્મના બોલ જોશીને લાગ્યા તો ખરા, પણ કાંઇ પ્રત્યુત્તર વળાય એમ હતું નહિ, કેમકે જ્યોતિષ્‌માં પહેલું સ્થાન તનનું, બીજું ધનનું, અને વિદ્યાનું તો છેક પાંચમુંજ ગણ્યુંછે. બીજા સભાસદો તો ખૂશ ખૂશ થઇ ગયા, કેમકે આ એક દોહરામાં વ્યવહારને જ્યોતિષ્‌ એ બંનેના અર્થ આવ્યા હતા. કોઇએ પૂછ્યું કે વ્યવહારપક્ષે તો "**जगति गतिके जान**" એ વાક્યનો અર્થ "જગતની રીતિ જાણનાર" એમ ઠીક બંધ બેસે છે, પણ જોષીને કેમ લાગુ પડે તે મારાથી સમજાતું નથી. જગન્નાથ પંડિતે કહ્યું એજ આ કવિતાનો શ્લેષાત્મક ચમત્કાર છે આખા જગતની એટલે બ્રહ્માંડની ગતિ જાણનાર એ વિશેષણ જોષીનેજ બરાબર લાગુ પડે છે.

અકબર બાદશાહ સઘળી વિદ્યાનો જીજ્ઞાસુ હતો તેથી તેણે પૂછ્યું કે મહારાજ, પાંચમું ઘર વિદ્યાનુ ત્યારે પછીનાં ઘર કેવાં હશે તે કહો. તેણે જવાબ આપ્યો કે 'છઠ્ઠું શત્રુ રોગ વગેરેનું, સાતમું સ્ત્રીનું, આઠમું મૃત્યુનું". આગળ બોલવા જતા હતા પણ એટલામાં બીરબલ બોલી ઉઠ્યો કે.—

अरि नारी अरु मृत्युके, घर है हारोहार;

जोतसी इस्में क्या कहा ? जानत सब संसार.

એટલે, શત્રુ, સ્ત્રી અને મૃત્યુ, એ ત્રણનાં ઘર પાસે પાસે છે એમાં હું, જોશી, શું કહું? એ તો આખી દુનિયાં જાણે છે.

આ હાજર જવાબીથી બાદશાહ પ્રસન્ન તો થયા, પણ જોશીનું મ્હોં ઉતરી ગએલું જોઇને કહ્યું, બીરબલે સ્ત્રીજાતિની નિંદા કરી, પણ જોશી મહારાજ, તમે કાંઇ પાછું તેની પ્રશંસાનું જ્યોતિષને લગતું બોલો. એણે કહ્યું કે મહારાજ, જ્યાં સભાને હાસ્યવૃત્તિ વ્યાપી રહી છે ત્યાં મ્હારૂં શૃંગારનું ગાંભીર્ય રૂચવું મુસ્કેલ છે, તોપણ આજ્ઞા છે તો સ્ત્રીઓની જાતિ વિષે કાંઇ મિશ્રરસનું બોલુંછું તેમાં જેની પ્રશંસા કે નિંદા જે ઘટિત હશે તે આવશે.

१मतंगि लोहितांगसी, २शंखिनि शनि निःशंक,

३चित्रिनि चितहर शुक्रसम,४ पद्मिनि पूर्न मयंक.

એક વેળા સભામાં પાદશાહે પૂછ્યું કે મરનારની તિથિએ જમવા જમાડવાનો ધારો હિંદુઓમાં શા ઉપરથી નીકળ્યો હશે? કોઇએ કહ્યું કે મરણતિથિ યાદ રાખવાની રીત મુસલમાન વગેરે બધી કોમમાં સામાન્યજ છે. એ રીતે સૌ સૌએ પોતપોતાની બુદ્ધિ પ્રમાણે જવાબ આપ્યા, પણ પાદશાહના મનનું સમાધાન થયું નહિ. એ કહે કે એથી તો માણસનો જન્મદિવસ યાદ રાખવો એ બહેતર છે. બીરબલે ડાહ્યા રહીને ઉત્તર આપ્યો કે, સાહેબ, જ્ઞાનીઓની શીખામણજ છે કે—

जन तुं अपने जन्मदिन, करले उच्छव आप;

मरनदिन तौं सबही मिल, लड्डु खायगे बाप.

પાદશાહે કહ્યું કોઇ માણસના મરણને દિવસે ઉત્સવ કરવો એ બહુ નઠારૂં. બીરબલે હસીને કહ્યું, મહારાજ, સંસાર બહુ જ્ઞાની છે અને તેથી જગતનું પાપ ગયું એમ જાણી તેના મરણથી હરખાયછે. વિચાર કરો કે—

आया कछु लाया नहि, गया गया जग रोग;

एसे जनके मरन दिन, बिन कहा सुमरन जोग.

જે માણસ જગતમાં આવ્યો ત્યારે કાંઇ પોતાની સાથે લાવ્યો નથી અને ગયો ત્યારે બધાને એમ લાગ્યું કે જગતનું પાપ ગયું, તેવા માણસની મરણતિથિ સિવાય બીજું યાદ રાખવા જોગ શું છે. ? અર્થાત્‌—એવા માણસનું મરણ એજ જગતને લાભકારી છે, અને તેથી તે દિવસનેજ તેઓ મમતાથી યાદ રાખેછે.

જગન્નાથ પંડિત બોલ્યા કે જગત મહાપુરૂષનો તો જન્મદિવસજ યાદ રાખેછે, પણ એવા મહાપુરૂષો થવા મુશ્કિલ તેથી સંસારનો વ્યવહાર મરણતિથિજ યાદ રાખવાનો દીસે છે.

**उच्छव सबके मरन दिन, निज घरमेंही होय;**

**जगमे उच्छव जन्मदिन, एसा विरला कोय.**

એ ઉપરથી મહાપુરૂષો વિષે વાત ચાલી. બાદશાહ કહે વ્યાજબી છે કે જેના જન્મથી જગતને લાભ થાય તેનોજ જન્મદિવસ યાદ આણે. છવ્યું તો એવા માણસનું પ્રમાણ છે.

બીરબલ—અને બીજા માણસનું મર્વુંજ પ્રમાણ છે.

અકબરશાહે કહ્યું, પંડિતરાજ, એવા મહાપુરૂષો વિરલાજ નીકળી આવેછે તેનું શું કારણ ? જગન્નાથે જવાબ આપ્યો, આખા જગતનું પ્રિય માણસથી શી રીતે થઇ શકે ? કોઇપણ એવા નીકળી આવેછે એજ નવાઇ જાણવી. ઘણોખરો સંસાર તો પોતાનો સ્વાર્થ સાધવા પાછળજ મંડેલો છે, અને તેમાં રાતદહાડો મરી મથેછે તોપણ મનમાનતી રીતે તે સાધી શકતો નથી. હજારમાં ભાગ્યે એક એવો નિકળે છે કે પોતાના પંડનો સ્વાર્થ સાધતો થકો પોતાના કુળની ઉન્નતિ બાબત પણ કાંઇ ફિકર રાખેછે, અને એવી ફિકર રાખનારા હજારમાંથી એકજ ભાગ્યે તેમ કરવાને શકિતમાન થાયછે. જો કુળદીપક થવુંજ એ પ્રમાણે આટલું દુર્લભ છે, તો દેશદીપક થવું એ કેટલું દુર્લભ હોવું જોઇએ ? ભરતખંડમાંથી દેશદીપકપણાની તો આ કળિયુગમાં બુદ્ધિ જતી રહીછે અને તેથી સર્વ શઠતાને પામ્યા છઇએ. પણ એતો દેશદીપકપણાની વાત થઇ. આખા જગતનું કલ્યાણ કરે એવાં મહા કર્તવ્યકર્મવાળા પુરૂષો તો એથી પણ પર જાણવા.

**कुलदीपक होना कठिन, देशदीपक दुर्लभ;**

**जगदीपक जगदीशको, अंश मनुष्य अलभ्य.**

જગન્નાથ પંડિત આ પ્રમાણે જ્ઞાનચર્ચા કરવા લાગ્યા તે ઝનૂનુદ્દીનથી ખમી શકાયું નહિ. તેથી તે જગન્નાથની નિંદા કરી ગાળો દેવા લાગ્યો. પાદશાહે કહ્યું પંડિતરાજ, તમારે એ જૈફ મુલ્લાંના બોલવા તરફ જોવું નહિ. તે ઉપરથી પેલા જોશીએ નીચલો દુહો કહી બધાનાં મન રંજન કર્યાં.

लगत जगतमे नाहि कदा, गुनिको गाली साच;
शशि शशांक मृगांक सब, शब्द सुधाकर वाच्य.

અર્થઃ—કોઇ ગમે એટલી નિંદા કરે પણ જે ગુણવાન છે તેને તે ખરેખર લાગતી નથી. જેમકે ચંદ્રમાને કોઇ દ્વેષભાવથી સસલાવાળો કે સસલાની છાપવાળો એમ કહે અને એ કહેવું ખરૂં છે તોપણ જગતમાં તેને તે ગાળ છે એમ સમજવાનુંજ નહિ, અને લોકો તો એ ગાળના શબ્દો તે પણ સુધાકર વાચ્યજ ગણવાના, કેમકે તેમાં સૌંદર્ય શીતલતાદિક સારા ગુણો રહેલા છે. મતલબ કે જેમ શશી, શશાંક વગેરે શબ્દો ખરૂં જોતાં ચંદ્રની નિંદાનાજ છે તોપણ રૂઢિમાં સ્તુતિનાજ સમજાયછે, તેમ મોટા ગુણવાનની કોઇ નિંદા કરેછે તોપણ તે તેને લાગતી નથી.

આ સાંભળી આખી સભા પ્રસન્ન થઇ. જગન્નાથ પંડિતને ઝનૂનુદ્દીન ઉપર કાંઇ રીસ ચડવા આવી હતી તે આ કાવ્યચમત્કૃતિથી ઉતરી ગઇ અને કહ્યું કે જોશીબાવાએ સારી કવિતા કરી. કાવ્યશાસ્ત્રનો પણ એવોજ ન્યાય છેઃ

दोषदर्शी गुनअंधको, गिन गुनी अधम अभाग;
शर्द सुधाकर शुद्धमे, सस शोधत रस त्याग.

બીરબલે કહ્યું પંડિતરાજે ખરેખરો સપાટો મૂર્ખ ટીકા કરનારની ઉપર આ ઠેકાણે લગાવ્યોછે. કેટલાક ટીકાકાર સ્વભાવથીજ એવા રસશૂન્ય હોયછે કે આંધળો જો મેઘ ધનુષ્યની શોભા દેખે તો તેનાથી કાવ્યની ખૂબી દેખાય. એવા અંધત્વના કારણથી તેને ખરા કવિઓની નિંદાજ સૂઝે છે. આ વ્યાકરણ વિરૂદ્ધ થયું, આ રૂઢિ વિરૂદ્ધ ગયું, આ નીતિનો દોષ થયો, એમજ તેઓ છીંડાં શોધેછે. આવા લવારાને કાવ્યશાસ્ત્રના ખરેખરા જાણ હોય છે તે તો ગણકારતાજ નથી, પણ નવા બુદ્ધિમાન કવિઓને ક્ષોભ થાય છે. પરંતુ તેમ ન થાય તેને માટે આ દુહામાં સારો બોધ કર્યોછે. અર્થ—જે દોષજ દેખેછે અને ગુણ જોવામાં કેવળ આંધળોજછે તેને, એ ગુણીજન,

તું અધમને અભાગીઓજ ગણ. મતલબ કે એવા ટીકાકાર ઉપર ચીડાવું કે ખીજાવું નહિ પણ ઉલટું તેનું રસમાં પામરપણું જોઇને તેના ઉપર દયા કરવી જોઇએ. એવા મૂર્ખ ટીકાકાર કોના જેવાછે તો કે કોઇ મૂર્ખે એમ સાંભળ્યું હશે કે ચંદ્રમામાં સસલાનો આકાર દેખાયછે, તે ઉપરથી શરદ ઋતુમાં પૂર્ણ ચંદ્ર પ્રકાશી રહ્યોછે તે વેળા ચાંદનીની મઝા લેવાને બદલે તેમાં સસલું કયાંછે તેજ શોધવા લાગ્યો. તેવીજ રીતે મૂર્ખ ટીકાકાર પણ વ-તેછે-રસ છોડીને સસલારૂપી અલ્પદોષજ શોધવાને દોડેછે, કેમકે એની આંખે રસ તો દેખાતોજ નથી.

---

## अकबरशाह अने बीरबल भाग ७ मो.

બીરબલ ઉપર બાદશાહની પ્રીતિ દિનપરદિન વધતીજ ચાલી. જેમ જેમ સહવાસ વધારે થવા લાગ્યો તેમ તેમ એ કવિતાતરંગની સાથે વ્યવહારી કામમાં પણ કુશળ, તડબાજ, અને ચતુર માલમ પડયો. કોઇ પણ વાતનો તોડ કાઢી આપતાં એને વાર લાગે નહિ. અકબરે પ્રસન્ન થઇ એને સુબાગીરી બક્ષી. આ સાંભળી અદેખા દરબારીઓ રાજી થયા અને જાણ્યું કે ટાટે પાણીએ ખસ ગઇ. પણ આટલથીજ તેઓ ન ધરાતાં સાચી જુઠી બાતમીઓ મેળવી હજુરમાં હજારો ખટપટ કરવા લાગ્યા.

પણ બીરબલ સો ખટપટીને પૂરો પડે એવો હતો. તેમના કાવત્રાની એને રજેરજ ખબર પડતી. લાંચ ખાયછે, ઉચાપત કરેછે, જુલમ કરેછે એવા ગાંડા ગાંડા અપવાદ સાંભળી એને હસવું આવતું, કેમકે એ જાતે ચોખ્ખો હતો. તેઓ એ વાતની ચુગલી કર્યા વિના પણ રહ્યા નહિ કે બીરબલ પોતાના જાતભાઇ નાગરોનેજ બધે વર્તાવેછે. આ આરોપ કેટલેક દરજ્જે ખરો હતો, અને તેથી એ બાબત તેઓ બાદશાહના દરરોજ કાન ભરવા લાગ્યા. બીરબલને આ આરોપની ખબર પડતાં બહુજ ખુશી થયો અને પહેલાં કરતાં પણ પોતાની નાતના ઉપર વધારે છચોક મહેરબાની રાખવા લાગ્યો. એક દહાડો પ્રદોષની પૂજામાં બેઠો હતો તે વેળા કોઇ બ્રાહ્મણ નીચે પ્રમાણે ટહેલ નાખતો આવ્યો તેને માન સન્માન આપી કચેરી એકઠી કરીને જાહેર રીતે ન્યાલજ કરી નાખ્યો.

सागरको जल सोस धर, जा घरमें ज्यों तोप;*
नागरके भर कोष रु, गागर गरीब प्रदोप.

---

* સંતોષ, મન ધરાય ત્યાં સુધી

**અર્થઃ**—દરબારરૂપી સમુદ્રનાં પાણી તું શોષી લઇને જા, તારા ઘરમાં ભરાય તેટલાં ભર (કેમકે તે કાંઇ ખુટવાનાં નથી.) નાગર લોકના ભંડાર ભર, અને હું ગરીબની આ એક ગાગર તું પ્રદોષની વેળા ભરી આપ.

આ વાતની બાદશાહ આગળ ફર્યાદ જતાં તેને પણ લાગ્યું કે એતો હવે છેક ફાટયો, અને તેથી એને હજુરમાં એકદમ બોલાવવાનો હુકમ કર્યો. શત્રુઓ હરખાવા લાગ્યા. બીરબલતો ધારતોજ હતો કે મને બોલાવશે. તેથી તે દોટમાર કરતો જાણે લગનમાં જતાં હોય તેમ ખુશીની સાથે દિલ્હી આવી પહોંચ્યો, અને આવ્યો તેવોજ દરબારમાં ગયો. ત્યાં આટલો વહેલો આવેલો જોઇ બધા આશ્ચર્ય પામ્યા. એ તુર્ત તખ્ત આગળ જઇને નમ્યો. અકબરતો એના મોં સામુંજ જોઇ રહ્યો અને વિચારમાં પડયો કે ગુન્હેગાર હોય તો આ પ્રમાણે હસતું નિર્દોષ મોં રહે નહિ. બીરબલ પણ કાંઇ બોલ્યા ચાલ્યા વિના ઘૂંટણીએ પડયો હતો તે પ્રમાણેજ બાદશાહની સામું જોઇને ઉભો રહ્યો. આખરે અકબરે કહ્યું કે આટલો તાપ છતાં તારૂં મ્હોં કેમ મુરઝાયું નથી. તે વેળા ખરો ઉન્હાળો ચાલતો હતો, અને તેથી આ પૂછવું યોગ્યજ હતું, પણ બીરબલ તેનો મર્મ સમજી ગયો, અને બોલ્યો કે મારા ગુરૂ જનોની આ પ્રમાણેજ શીખામણ છે.

> दुखमेंसे सुख होत हैं, डर मत देखहि दुःख;
> जितनो दुःखहि तापको, तितनो वृष्टिसुख.

એક ડોસો ચાલુ ભામલાથી અજાણ્યો હતો તેણે આ દુહો સાંભળી કહ્યું કે ખરી વાત છે કે જેમ તાપ વધારે તેમ વરસાદ પણ વધારે. પણ બીજા બધાંનું ચિત્ત તો બીરબલનું શું થાયછે તે તર્ફ લાગેલું હતું, તેથી એ સાહિત્ય વિષે કાંઇ પણ ચર્ચા ચાલી નહિ. એની આ બેપરવાહી જોતાં દુશ્મનોના હોશને કોશજ ઉડી ગયા, અને મનમાંતો ખાત્રી થઈ કે આપણે એને પહોંચવાના નથી. તોપણ હિંમતતો હારવી નહિ એમ ધારી એક જણે કળે કળે પેલી ટહેલની વાત કાહાડી. બીરબલે ધીમે રહીને ભોળો હોય તેમ બધી વાત કબુલ કરીઃ એણે કહ્યું, કે તે બિચારો બ્રાહ્મણ છોકરી પરણાવવાને માટે ગાગર લઇને બપોરનો ગામમાં રખડતો હતો, અને મને એ વાતની ખબર થતાં મારાથી બન્યું તેટલું આપ્યું. એ ટહેલની ખૂબી એવી હતી કે હું જો શ્રીમંત હોતતો મોહોરને ઠેકાણે હીરાથી એ ગાગર ભરી આપત કોઇએ અજાણ્યા થઈ તે ટહેલ શી હતી એમ પૂછ્યું ત્યારે એણે ખુશીની સાથે તે દુહો ભણી બતાવ્યો.

सागरके जल सोस धर, जा घरमे ज्यौं तोष;
नागरके भर कोष रु, गागर गरीब प्रदोष.

ચાવત્રાખોરોએ ધાર્યું કે હવે એ ઝખ મારેછે. તેઓ બોલી ઉઠયા કે જહાંપનાહ, બીરબલના મ્હોંનીજ કબુલાત આવી ચૂકી. હવે આપ ધણી છો ચાહે તે કરો. અકબરનો ગુસ્સો પણ આ દેખીતું બેહયાપણું જોઇને જાગ્રત થયો. તે છતાં તેણે તે ન બતાવતાં ગંભીરાઇથી એટલુંજ કહ્યું કે બીરબલ, તને આ દોહેલમાં શો ચમત્કાર લાગ્યો કે તું તે પર આટલો બધો ફિદા થઇ ગયો છે.

બીરબલ બોલ્યો, મારી કમસમજ પ્રમાણે જે મને સુઝેછે તે કહુંછું. આપ જાણોછો કે ઉન્હાળામાં તાપ પડેછે તેના જોરથી સાગરના પાણીની વરાળ થઇને ઊંચે ચડેછે અને તેનાં વાદળાં થાયછે. એ પાછાં પૃથ્વી ઉપર પડેછે ત્યારે વરસાદ કહેવાય છે. એ ઉપર આ સાહિત્ય છે. બપોરે બહુ તાપ પડતો હશે તે વેળા કોઇ કવિએ સૂર્યને આ પ્રમાણે કહ્યું. તું તપેછે તેથી વધારે તપ. જા, તારી મર્જીમાં આવે તેટલું સમુદ્રનું પાણી સોસી લઇને તારા ઘરમાં ( વાદળમાં ) ભર, પણ સાંજને સમે નાગર નામ નગરવાસીઓના કોષ કહેતાં ટાંકાંઓ ભરી નાંખજે, અને હું ગરીબનો બારણે એક આ ગાગર મૂકી છાંડીશ તે ભરી આપજે એટલે થયું. પ્રદોષ કહેવાનું કારણ એ કે વરસાદ આવવાનો વખત ઘણું કરીને સાંજજ છે.

આ સાંભળી બધા દિંગ થઇ ગયા. ખટપટીઆનાં મ્હોંતો કાળાંમેશ જેવાં દેખાયાં, અને નીચેથી ઉચું જોઇ શક્યા નહિ. અકબરશાહ પણ સાનંદાશ્ચર્યથી બીરબલની સામુ જોઇ રહ્યા અને આંખમાં અપૂર્વ વહાલ ઝળકી ઉઠ્યું.

પછી બીરબલે કહ્યું કે હુંતો એનો અર્થ આ પ્રમાણે સમજુછું. કોઇએ બીજો અર્થ આપને કહી બતાવ્યો હોયતો તે બોલે પણ કોણ જવાબ દે? કોઇના મ્હોંમાંથી એકે અક્ષર નીકળ્યો નહિ. ત્યારે બીરબલે બાદશાહને પગે પડી કાંઇક માઠું લાગ્યું હોય તેવી રીતે કહ્યું કે સાહેબ, આ બેવકૂફ ચૂગલીખોરોએ મારે વાસ્તે જે જે વાતો ભરાવી છે તે હું જાણુંછું. આ દોહરાનો અર્થ એ મૂર્ખાઓ શું કરેછે તે મેં સાંભળ્યો છે, પણ એ અર્થમાં શી ભલીવાર છે? મને નવાઇ લાગેછે કે આપે પણ એ બેવકૂફોનું કહ્યું કેમ ખરૂં માન્યું. બંદેનવાજ વિચાર કરો, હું જો એવે

ઘર ભરનારો અને વગવસીલાજ ચલાવનારો હોઊં તો એવો આરોપ મૂકનારને હું જાહેર રીતે ઇનામ પણ આપું? ચોર હોય તેતો વધારે સતો થાય.

બાદશાહે કહ્યું કે, બસ બીરબલ, હવે તું એ વિષે વધારે બોલજ નહિ. મારી ખાત્રી થઇ કે તું બેગુનાહ છે. પણ તું આવ્યો તો સારૂં થયું, કેમકે મને તારા વિના ગમતું નહોતું. બીરબલે કહ્યું કે સાહેબની તો મારા ઉપર સદા મહેરબાનીજ છે, પણ આ ખટપટીઆઓએ મારા ઉપર બીજાં પણ આળ મૂક્યાં છે તેની તપાસ થવી જોઇએ. તેઓએ સાહેદીપૂરાવા ભેગા કર્યાછે તે હાલના હાલ જોવા જોઇએ.

બાદશાહે તો કહ્યું કે તેની હવે કાંઇ જરૂર નથી. પણ બીરબલનો આગ્રહ જોઈ તેઓને કહ્યું કે તમે સાહેદીપૂરાવાનું કહેતા હતા તે બતાવો. તેમના તો હાંજાજ નરમ થઇ ગયા હતા. તેઓએ ઘણુંએ ગલાંતલાં માર્યાં, અને બાનાં કાઢયાં કે લોકને કહે અમે ભમાયા હતા પણ બીરબલે તેમને છટકવા દીધા નહિ. પોતાની રૈયતમાંનો એક વાણીયો ત્યાં બેઠો હતો તેની તરફ આંગળી કરીને કહ્યું કે આ લુચ્ચાને અહિયાં કેમ આણ્યો છે? એને શી ફરિયાદ છે? તેતો હાથમાં કાછડી લઇને ધ્રૂજતે ધ્રૂજતે બોલ્યો કે બાપજી કાંઈ નહિ, બાપજી કાંઇ નહિ, તમેતો માબાપ! માબાપછો! મારા માબાપ! મારી સાત પેઢીના માબાપ! આ દેખાવથી આખી કચેરીને ઠીક રમુજ થઇ. પણ જે કારભારીએ તેને ચડાવી રજુ કર્યો હતો તેનું નામ દઇને બીરબલે કહ્યું કે, મિયાંસાહેબ, એ હેમકને તો બોલવાનું કાંઇ ભાન નથી પણ આપે હજુરને ખાનગીમાં કહ્યું હતું તેમ જાહેરમાં કહી સંભળાવો કે મારી તર્ફનો કાંઈ ખુલાસો હોય તે આપું. એ મિયાંએ ઉડાવવાનું તો બહુ કર્યું, પણ ચાલ્યું નહિ. બાદશાહે જાતેજ પૂછ્યું કે એને કેદમાં નાંખી બીરબલ કેટલાક રૂપિયા ખાઈ ગયોછે? જવાબ દીધો કે દશેક હજાર રૂપિયા કાંઇ કહેતો હતો ખરો. બીરબલે કહ્યું એમ નહિ. બરાબર આંકડો જોઇએ. વાણીયા, ગભરાઇશમાં. તને બરાબર યાદ હશે તેથી તુંજ બોલ. તેણે કહ્યું કે અગીયાર હજાર રૂપિયા ૯ આના ને ૫ દોકડા. બીરબલે કહ્યું, બરાબર, પણ મિયાંસાહેબ એ રૂપિયા હું ખાઇ ગયો તેનો શો પૂરાવો? એમ કહી પોતાનાં બધાં દફતર જોડે આણ્યાં હતાં તેમાંથી દિલ્હીનું ખાતું મંગાવી પાદ્શાહને કહ્યું કે, સાહેબ, જુઓ, એ રકમ રેશેરેશ મ્હેં જમે આપીછે. ખ-

રી ? રાજા ટોડરમલ્લ તર્ફે જોઇ કહ્યું કે દિવાનજી, હજુરમાંથી દફતર મંગાવી તપાસો કે તેમાં એ રકમ જમે આવી છે કે નહિ તે માલમ પડશે. તેમ કરતાં બીરબલ કેવળ નિર્દોષ ઠર્યો અને પેલા ચાડીયાને લાખ દામ દંડ તથા વાણીયાને ગધેડાની સ્વારી મળી.

એ રીતે બીરબલની સામે જે તર્કટ ઉભું થયું હતું તે તદન તૂટી પડયું, અને પાદશાહની મહેરબાની હતી તેથી પણ વિશેષ થઇ. બધા દરબારીઓ બીરબલની ભલાઇનાં વખાણ કરવા લાગ્યા, અને બોલ્યા કે અમે તો આગાઉથીજ જાણતા હતા કે બીરબલ એવું કામ કરે નહિ. ખટપટમાં જેનાં નામ ખુલાં પડયાં હતાં તેમણે તો ધીમે ધીમે ઉઠીને કાળું જ કરવા માંડયું. એમ કરતાં કરતાં છેક રાજા ટોડરમલ, ફૈઝી, અબુલ ફઝલ, જગન્નાથ પંડિત વગેરે ખાસ વિદ્વાન મંડળજ રહ્યું, અને તેતો સર્વે બીરબલના મિત્રજ હતા. ત્યારે પાદશાહે હસીને કહ્યું કે, બીરબલ, હેં બધાનો વહેમ દૂર કર્યો, પણ મને તો એમાં બધું તારૂં તર્કટ ભાસે છે. જગન્નાથરાય, આ દુહો તમે કોનો બનાવેલો ધારોછો ? જગન્નાથે જવાબ આપ્યો કે જગતમાં એવી કવિતા કરે એવો કાળિદાસ કે બીરબલ વિના બીજો કોણછે? પરંતુ કવિરાયનેજ, મહારાજ, પૂછશો તો આપની સમક્ષ એ યથાર્થ કહેશે, કેમકે એ સમજે છે કે—

**बात बढाके बोल मत, जुठे बढे जन मोत;**
**नागरकोही नागगर, एक हर्फ में होत.**

અર્થઃ—વાત વધારીને કહેવી નહિ, કેમકે જૂઠું બોલ્યાથી માણસનું મોત વધારે થાય છે. નાગર શબ્દ આવો ઉત્તમછે તો પણ તેમાં એક અક્ષર (ગ) વધવાથી નાગગર કહેતાં સાપનું ઝેર થઇ જાય છે.

બીરબલે નમ્રતાથી જાહેર કર્યું કે શાહની સન્મુખ સાચ સિવાય બીજું હું બોલનાર નથી. એ દુહો મારોજ બનાવેલો છે, અને એ ટેહેલીઓ પણ મારે કહેથીજ આવ્યો હતો. એ લુચ્ચાઓ કેવાં નઠારાં તહોમત પણ મૂકતાં કાંઇ વિચાર કરતા નથી, અને તેમાં મરી મસાલો ભભરાવીને આપની આગળ કેવી ચાડીઓ ખાયછે તે ઉઘાડું પાડવાને માટે આ ખેલ કર્યો હતો તેને માટે હું માફી માગુંછું, અને શપથ ખાઇને કહુંછું કે મેં એક દમડી પણ હરામની ખાધી નથી.

બાદશાહે કહ્યું કે એ વાતની તો પૂરાવાની સાથેજ ખાત્રી થઇ છે માટે બોલ નહિ, પણ જરા કહેવું પડે છે કે લોકોની સાથે મીઠાશથી ચાલ્યો હત

તો ઠીક. ટોડરમલ રાજા બોલ્યા કે, જહાંપનાહ, ઉઘરાતદારનું કામજ એવુંછે, માટે તે કોઇને મીઠો લાગે નહિ. બાદશાહ કહે, એમ તો કેમ કહેવાય? અમારા રાજમાં કરોડની ઉપજછે, પણ કોઇએ અમારૂં વાંકું બોલતું નથી. ટોડરમલે હસીને કહ્યું કે એ કરોડો રૂપિયા આવા ઉઘરાતદારજ પેદા કરે છે, અને તેને તો લોકો ગાળોજ દેછે. આપનું કામ તો એ પૈસા ખરચવાનું રહ્યું એટલે આપની ઉદારતા વખણાય એમાં કાંઈ આશ્ચર્ય નથી. આપજ વિચાર કરોની કે બીરબલે જે પૈસા ઉઘરાવ્યા તે કોને સારૂ?

तरनी भरनी करत सो, विन घन किस्के काज;
मे'सूली सूली लगे, राजा राजाधिराज.

અર્થઃ—તરણી કહેતાં સૂર્ય જે તપી તપીને ઉન્હાળામાં પાણીની ભરણી કરે છે તે વરસાદ સિવાય બીજા કોને વાસ્તે? તોપણ એ જગતનો ધારોછે કે મહેસૂલ ઉઘરાવનારા માણસ સૌને શૂળી જેવા લાગે, અને તેજ પૈસા ખરચનાર રાજા તે મહા ઉદારને રાજાધિરાજ કહેવાય.

કોઈએ કહ્યું કે મહેસૂલનું કામ તો એવું ખરૂં, તોપણ મીઠાશ રાખી હોય તો કાંઇ ફેર પડે ખરો. મુલ્લાં પૈઝીએ કહ્યું કે કાંઈ નહિ, સૂરજના દૃષ્ટાંત ઉપરથીજ વિચાર કરો.

हसहस जल चूसे रवि, घन वरसे हो घोर;
तदपि मेघ महाराज रु, दिनकर काठिन कठोर.

અર્થઃ—સૂરજ હસી હસીને જળ ચુસી લેછે, અને વરસાદ કાળું ભયાનક રૂપ ધારણ કરીને વરસે છે તોપણ વરસાદ તે મેઘરાજાજ કહેવાયછે, અને સૂરજ દિનકર કહેતાં દિવસનો કરનાર છે તે છતાં પણ તે તપે છે ત્યારે તેને કઠિણ કઠોર એવાંજ વિશેપણો અપાય છે. કહેવત છે કે લૂખાં લાડ શા કામનાં, અને દૂઝતી ભેંસની પાટુ પણ સારી.

અકબરશાહ પ્રસન્ન વદને બોલ્યા કે આજ તો પાછો કવિતાવિલાસ ઠીક ચાલ્યો. ફોજદારી કામ તપાસાયું અને તેની જોડે ઉન્હાળાના સૂરજની કવિતા થઇ. જગન્નાથરાય, હવે એ વિષે તમે પણ કાંઇ કથન કરો કે સભા બરખાસ્ત કરીએ.

જગન્નાથ પંડિત કવિતા રચેછે એટલામાં તે દિવસની હકીકત પૂરી કરવાની અણુલ ફઝલે પોતાના મુનશીને તાકીદ કરી, અને ધમકાવ્યો કે હું

લખાવું છું તે લખતાં આજ કેમ આટલી વાર લગાડે છે. તેણે કહ્યું કે હઝરત, દુઆતમાં પાણી નાખી નાખીને થાક્યો પણ આ તાપને લીધે સાહી સુકાઈજ જાય છે. આ રકઝકનો અવાજ બાદશાહને કાને ગયો તેથી પૂછયું કે મુંશીજી સાહેબ શું છે? જગન્નાથ બોલી ઉઠ્યા કે મહારાજ એ વાતનો ખુલાસો મારી કવિતામાં આવશે એમ કહી નીચે પ્રમાણે કહ્યુંઃ

हर्ख अर्घदे अर्कको, नर धर्मिष्ट प्रभात;
तपे दुपोरे तव सबी, दरिया अरू दुआत.

જે ધર્મબુદ્ધિવાળા માણસો છે તેતો પ્રભાતમાંજ હરખથી સૂર્યને અર્ધદાન દે છે, પણ એવા થોડા હોય છે. ઘણાખરા તો બપોરે સૂરજ તપીને બળાત્કારે તેમની પાસે પાણી ઝરાવે છે ત્યારેજ આપે છે—પછી તે દરિયો હોય કે દુઆત. મતલબ કે ધનવાન માણસને આપવું ગમતું નથી અને તેની પાસે લેવાને માટે બળાત્કાર કરવો પડે છે. માટે દશ વર્ષની ચડેલી મહેસૂલ વસુલ કરવાને અર્થે આ શ્રીમંત શેઠીયાને કેદમાં મોકલવો પડયો હોય તો એમાં કાંઇ નવાઇ નથી.

આ સાંભળી બધી સભાનાં દિલ રંજન થયાં અને બાદશાહે કહ્યું કે આ શાસ્ત્રી મહારાજે તો તારા પક્ષનો શાસ્ત્રાર્થ પણ કહાડી આપ્યો. બીરબલ કહે, મહારાજ, નફેરને માટે તો ચૌદમું રત્ન આ પ્રમાણે દેવતાઓથી પણ ચાલતું આવે છે.

કવિઓનો બીજો મેળાવડો પંદરેક દહાડા પછી થયો, કેમકે એ દરમ્યાન બાદશાહ ભારી ધર્મચર્ચામાં ગુંથાયો હતો. એ ધર્મસભામાં પણ બીરબલ બાદશાહની હજુરમાંને હજુરમાંજ રહેતો, અને વખતે લાગ જોઈ બધાને હસાવતો, તોપણ કવિતાતરંગ ઉડાવવાની હિંમત ચાલતી નહિ. જગન્નાથ, ફૈઝી વગેરે જે સઘળા વિષયમાં કુશળ હતા તેતો ધર્મચર્ચાનાજ રંગે ચડયા હતા. તેથી બાદશાહને આજે કવિતાવિનોદનું મન થઇ આવ્યું હતું.

સભા મળ્યા પછી બાદશાહે કહ્યું, તે દિવસે જગન્નાથે બહુ સારો દુહો કહ્યો હતો. ફૈઝી ઉમળકાથી બોલી ઉઠયો કે એમાંનું "हर्ख अर्घदे अर्कको" એ ચરણ તો મારા કાનમાં રમ્યાજ કરે છે અને કોણ જાણે એમાં શો ચમત્કાર છે તે કહી શકાતું નથી. બાદશાહે કહ્યું કે ત્યારે તમે સઘળા રસશાસ્ત્રીઓ મળી એનો વિચાર કરો.

પેલા જોશીકવિએ કહ્યું કે મારી નજરમાં એમ આવેછે કે એમાં ત્રણ પ્રાસનો થડકારો આવ્યો છે તે કારણથી એ ચરણ મનોહર લાગેછે.

ફૈઝીએ કહ્યું કે એમતો નથી. શબ્દના જોડાવાથી કાંઇ આટલો રસ જામે નહિ. એતો બાળખેલ કહેવાય. જોશીએ કહ્યું કે એમ શા માટે? શબ્દાલંકારની પણ મઝા ઔર છે. ફૈઝી કહે, એ બધું ખરૂં, તોપણ ઝડઝમકના ઝમકારાથી તો બાળક હોય તેજ રીઝે. જોશીએ ચીડવાઇને જવાબ દીધો કે એમ હોય તો વિદ્વાનો એને અલંકારમાં શા માટે ગણેછે.

આ રીતે તકરાર વધી જવા આવતી હતી, પણ એટલામાં જગન્નાથ પંડિત બોલ્યા કે અકેકાના મુદ્દા સમજ્યા શિવાય નકામા શું કામ વઢો છો. ફૈઝી કહે છે તે પણ ખરૂંછે અને જોશીબાવા કહેછે તે પણ ખરૂં છે. ખરૂં વિવાદસ્થળજ એછે કે અર્થ વિના રસની ઉત્પત્તિ હોયજ નહિ અને તે છતાં શબ્દાલંકાર શા માટે કાવ્યને શોભાવે છે, એ પ્રશ્નનું વિવેચન કરવું જોઇએ. આ સાંભળી બધાએ જોયું કે વિવાદસ્થળ તો ખરેખરૂં એજ છે, પણ તેનું સમાધાન શું તે કોઇને સૂઝે નહિ. જગન્નાથ પંડિતતો આટલું કહી જોઇનેજ ચુપ બેઠા હતા. બાદશાહે બીરબલને કહ્યું કે તું કેમ કાંઈ આ વિષે બોલતો નથી.

બીરબલ બોલ્યો:—મહારાજ, હું શાસ્ત્રબાસ્ત્રમાંતો કાંઈ ઝાઝું સમજતો નથી. પણ એ ચરણ મને સારૂં લાગેછે તેનું કારણ મારા મનમાં તો એ છે કે "हर्षे अर्घदे अर्कको" એવો ત્રિપુટપ્રાસ સાંભળતાંજ બ્રાહ્મણો ત્રણ અર્ઘ આપેછે તે મારી આંખે દેખાઈ જાયછે.

જગન્નાથે કહ્યું, શાબાસ સંસ્કારી બીરબલ, તુંતો હસવામાં અને સહજ જાણીને બોલેછે પણ એજ શબ્દાલંકારના શાસ્ત્રનું હાર્દ છે. પૃથ્વીપતે, રસિક ફૈઝી કહેછે તેમજ ઝડઝમકના ઝમકારા જાતે કાંઈ કામના નથી, અને તેથી બાળક શિવાય કોઈ પણ રીઝે નહિ. પરંતુ જ્યારે તે શબ્દની ધ્વનિ ઉપરથી કાંઈ અર્થની વ્યંજના નીકળે ત્યારે તે રસનું કારણ થઇ પડે. ઘણા માણસ એવી વ્યંજના સ્પષ્ટ સમજી શકતા નથી, તોપણ તેના અંતરમાં કાંઈ એનો આભાસ પડેછે અને તેથી એને આનંદ થાયછે. જે શબ્દની ધ્વનિમાં કાંઈ વ્યંજના રહેલી નથી તે માત્ર બાળખેલજ છે. એજ કારણથી એક કવિની ઝડઝમકોથી વિદ્વાનો રીઝે છે અને બીજાની ઝડઝમકો એવી હોયછે કે તે સાંભળી હસવુંજ આવેછે. શબ્દાલંકાર સારો કયો ને નઠારો

કર્યો એ ઓળખવામાં બહુ બારીક બુદ્ધિનું કામ પડેછે, અને તેથી ગામડીયાઓતો ચાર ચચ્ચા મમ્મા વધારે નેળવેલા હોય તો તે જોઇનેજ વધારે રાજી થાયછે.

આ પ્રમાણે જગન્નાથપંડિત વ્યાખ્યાન કરેછે એટલામાં આકાશમાં વાદળ ચડી આવ્યું અને ચોમેર ઘનઘોર થઇ રહ્યું. આ જોઈ સઘળાનાં મન રાજી થયાં, કેમકે ઉન્હાળો જઇને ચોમાસું બેઠું હતું અને લોકો ક્યારના વરસાદની ફિકર કરતા હતા. સઘળા હરખથી આકાશભણી જોવા લાગ્યા. બાદશાહે કહ્યું કે ફૈઝી, તું કાંઇ આ પ્રસંગને અનુસરતી કવિતા કર. ફૈઝીનું અંતઃકરણ આ ઇશ્વરલીલા જોઇને ઉભરાઇ રહ્યું હતું અને તેથી તે નીચે પ્રમાણે બોલ્યોઃ—

तृपित धराके शिर धरा, अधर उठाके आन;

सागर खारा कर मिठा, धन्य धनी भगवान.

ભાવાર્થઃ—આખી પૃથ્વી તૃષાતુર થઇને પાણી પાણી કરી રહી હતી તેથી પરમેશ્વરે અધર ઉઠાવીને તેના માથા ઉપર દરિયાનેજ લાવીને મૂક્યો અને વળી તે ખારો હતો તેને મીઠો કર્યો. ધન્ય છે સૌના મહાદયાળુ ધણી ઇશ્વરને !

બાદશાહ બોલ્યા કે ફૈઝીએ બહુ મઝેની વાત કહી. બીરબલ કહે, મહારાજ, એ સાહિત્યના જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાંછે. એમાં જે કહ્યું તે બોલેબોલ ખરૂંછે અને તે બોલેબોલમાં રસ છે. દરિયામાંથી પાણી મીઠું થઇને ઉંચે ચડેછે અને અધરનું અધર આપણે માથે આવીને ઉભું રહે છે એમાં કાંઈ ખોટું નથી. ખરી કવિતાવાળી ઇશ્વરસ્તુતિ તે આનુંજ નામ !

એવામાં મંદ મંદ પવન આવવા લાગ્યો અને મેઘરાજા લાવલસ્કરની સાથે પધાર્યા. એ મઝા લેવાને બાદશાહ ઝરૂખામાં જઇ બેઠા, અને બીજાઓ ફરતા ફરતા ત્યાં ઉભા રહ્યા. સઘળાના જીવમાં આનંદ આનંદ થઇ રહ્યો અને થોડા વખત સુધી કોઇને કાંઇપણ વાત કરવાનું સૂઝયું નહિ. પછીથી રાજા ટોડરમલ્લ બોલ્યા કે વાહવા ! દુનિયાં આબાદ થઇ ગઇ ! અકબરશાહે કહ્યું કે "રાજા તો મેઘરાજા, ઔર રાજા કાયકા" એમ જે કહેવાયછે તે ખરૂંજ છે. બીજા કોની મગદૂર છે કે એક પલકમાં દુનિયાંને આ પ્રમાણે આબાદ કરી શકે.

જગન્નાથે કહ્યું કે, મહારાજ ખરૂં કહોછો. રાજનીતિમાં પણ મેઘરાજાનેજ વખાણ્યો છે.

केसो राज चलावनो, मे'सो शीख सुजात;
ले सो लगे न लोगकों, दे सो सुख साक्षात.

અર્થઃ—હે, ઉંચા કુળના રાજપુત્ર, રાજ કેમ ચલાવવું તે તું મેઘ રાજાની પાસેથી શીખ. તે લોકો પાસેથી લેછે તે કોઇને કાંઇ પણ જણાતું નથી અને આપે છે તે તો બધાને સાક્ષાત સુખરૂપ માલમ પડે છે.

ટોડરમલ્લે કહ્યું, એ બરાબર વાત છે. મેઘરાજા વરાળરૂપે બધા પાસેથી પાણી ખેંચી લે છે તે કોઇને કાંઇજ જણાતું નથી, પરંતુ જ્યારે વૃષ્ટિ રૂપે તેનું તે પાણી જગતને પાછું આપેછે ત્યારે વાહવા થઇ રહે છે. વજેવેરા ઉઘરાવવાની ખરી રીત એજ છે. એનો પહેલો નિયમ એવો છે કે તે સઘળા પાસેથી લેવા અને પક્ષાપક્ષીથી કોઇને બાતલ રાખવા નહિ. એ બાબતતો પંડિતરાજે પ્રથમજ કહ્યું હતું કે', दरिया अरु कुआत'' સૌની પાસેથી મેઘરાજાની મહેસૂલ લેવાય છે. બીજો નિયમ એ છે કે બધા પાસે લેવું ખરૂં પણ જેવી જેની શક્તિ. આ નિયમ પ્રમાણે બરાબર કોઇ રાજાથી વર્તી શકાતું નથી. પણ સૂર્યનારાયણના હાથમાં તો અદલ કાંટો છે. સાગરમાંથી સાગર પ્રમાણે, ને ગાગરમાંથી ગાગરના પ્રમાણમાંજ વરાળ ઊંચે જાયછે. ત્રીજું ને ખરૂં કહીએ તો મુખ્ય વાત એ છે કે સઘળા વજેવેરા લેવા તે લોકના લાભને માટેજ લેવા. એ વાતમાં પણ મેઘના જેવું પરમાર્થપણું કયા રાજાનું નીકળવાનું હતું? ચોથો નિયમ એ છે કે શક્તિ પ્રમાણે મહેસૂલ લેવું એટલુંજ નહિ, પણ કકડે કકડે એવું લેવુંકે કોઇને જરાએ ભારે પડે નહિ એ વાતમાં પણ મેઘરાજાની બરાબરી કોઇ કરી શકે એમ નથી. એ એટલું થોડું લે છે કે કોઇથી દેખાતું નથી. મતલબ કે જેમ જેમ વિચાર કરીએ છઇએ તેમ તેમ મેઘરાજાની નીતિ સર્વોપરી માલમ પડે છે. એ બાબત કોઈ કવિ કહેછે કેઃ—

सागर गागर सर्वकी, शक्तिवत सुख मूल;
अल्प अल्प अदृश्य रुप, मेघ लेत मे'सूल.

# अकवर अने बीरवल. भाग ८ मो.

વર્ષાઋતુ વિષે બીજા બધાએ કવિતા બનાવી પણ બીરબલ કાંઇ બોલ્યો નહિ તેથી પાદશાહને આશ્ચર્ય લાગ્યું. એણે કહ્યું કે, બીરબલ, તું કેટલાક દિવસથી કેમ સભામાં મન મૂકીને બોલતો ચાલતો નથી. કાંઇ જવાબ ન દેતાં બીરબલ દિલગીરી ભરેલે ચેહેરે નીચું જોઈ રહ્યો. પ્રેમાળ કૈજીએ કહ્યું કે, સાહેબ, જે દિવસથી એના ઉપર પેલું આળ આવ્યું હતું ત્યારથી એ પહેલાંના જેવો હસમુખો દેખાતો નથી.

બાદશાહ બોલ્યા કે જો તે વાતનો ખર્ખરો હજી એ એના મનમાં રેહેવા દેતો હોય તો એને ગાંડો જાણવો. એ અમારી તપાસમાં કેવળ નિર્દોષ ઠર્યો છે અને અમારી પ્રીતિ એના ઉપર હતી તેથી પણ હાલ અધિક છે. બીરબલે નમ્રતાથી ઘણી ઘણી તાઝીમની સાથે કહ્યું કે ખુદાવંદ સાહેબે તો પોતાના હમેશના કૃપાળુ સ્વભાવ પ્રમાણે મને પાછો પ્રીતિમાં સંપૂર્ણ રીતે દાખલ કર્યોછે, તોપણ મારી જે ફજેતી થઈ તે મારા મનમાંથી હું બહુ કરૂંછું તોપણ દૂર થતી નથી.

પેલા જોશીએ કહ્યું, સાહેબ, બીરબલ ખરૂં કહે છે. બદનામી બહુ બુરી ચીજ છે અને તે સારા માણસના અંતઃકરણમાં રાત દહાડો સાલ્યાજ કરે.

बदनामी बूरी बहुत, जगमे जान निःशंक;

एक कलंकके कारने, क्षण क्षण क्षीण हि मयंक.

અર્થઃ—નિશ્ચય જાણો કે જગતમાં બદનામી બહુજ ખરાબ છે. ચંદ્ર આવો રૂડો અને સર્વપ્રિયછે તોપણ એક જુજ કલંક લાગ્યું છે તે કારણથી તે પળપળ (પોતાના દીલમાં બળીને) ક્ષીણ થઇ જાય છે.

બાદશાહે કહ્યું કે તમારો તર્ક તો ઠીક છે, પણ ચંદ્ર ને બીરબલ બંને મને તો ઘેલા જણાય છે. જગન્નાથ, તમે કાંઇ બંનેને શીખામણ રૂપ બોલો કે તેઓ પોતાની ગાંડાઇ મૂકી દે જગન્નાથ કહે, ચંદ્રને તો આરંભમાંજ બોધ મળ્યોછે તેથી ક્ષીણ થાયછે તો ખરો, પણ પાછો પોતાની મેળેજ સમજીને વૃદ્ધિ પામે છે, અને મને આશા છે કે બીરબલ પણ તેમજ કરશે. તે છતાં આપની આજ્ઞા છે તો પહેલાં એક દુહો મારે પોતાને માટેજ કર્યો હતો તે બોલું છું.

क्यौंहि किई क्षीण सब कला ? सुन शठके कटु बैन ?

रसदर्शीकी नझरमें, अमृत पें तुं ऐन.

ભાવાર્થઃ—તેં તારી સઘળી કળા ક્ષીણ કેમ કરી નાંખી ? શું શઠ માણસના કડવા બોલ સાંભળીને ? એમ તારે કદી પણ કરવું નહિ, કેમકે રસના સમજવા વાળાની નજરમાં તો તું સદા અમૃતથી પણ સરસ છે.

આ દુહો ચંદ્ર અને કવિ એ બંનેને સરખીજ રીતે લાગુ પડેછે. શરદપૂનેમની રાત્રિએ કેટલાંક માણસો ભેળા થઇને ચાંદનીમાં ખાતા હતા. બધા આનંદમાં તલ્લીન થઇ ગયા છે તે વેળા તેમાંથી કોઇ નીરસ માણસ બોલી ઉઠયો કે ચંદ્ર ગમે એવો પ્રીસે પણ એમાં પેલું કલંક છે તે કાંઇ ઢાંક્યું રહેતું નથી. આ પ્રસંગે આવું વચન બધાને વસમું લાગ્યું પણ કોઇ બોલ્યું નહિ. પંદર દહાડા પછી તેઓ પાછા દીવાળીને દિવસે રાતને સમે મળ્યા. તે વેળા જુએછે તો ચંદ્રની સઘળી કળા નાશ પામી ગએલી અને આકાશમાં અંધારૂં ઘોર તે ઉપરથી તેમાંના કોઇ રસિક માણસે કાંઇક રીસ તથા ઉદાસીની સાથે ઉપલો દુહો કહ્યો.

કવિપક્ષે તો એનો અર્થ સ્પષ્ટજ છે. શઠ લોકનો અનાદર જોઇ મનમાં મૂઝાઇને કોઇ કવિ પોતાની કાવ્યકળા પ્રકાશતો બંધ પડયો હશે તેને કોઇ રસના સમજનારે ઉત્તેજન આપવા ઉપર પ્રમાણે કહ્યું.

બીરબલ અત્યાર લગી તો ચુપ બેસી રહ્યો હતો, પણ આ પ્રસંગે તેનાથી બોલ્યા વિના રહેવાયું નહિ. એણે કહ્યું, પંડિતરાજે બે અર્થ તો બરાબર લગાવ્યા, પણ હું ધારૂંછું કે જે અર્થે એમણે એ દુહો મૂળ રચેલો તે તો કાંઇ જૂદોજ હશે. જગન્નાથે હસીને કહ્યું કે બીરબલે પરીક્ષા તો સારી કરી. એનો અર્થ શૃંગારપક્ષે પણ થઇ શકેછે. એમાં ખંડિતા પ્રતિ દક્ષનાયકની ઉક્તિ છે.

પછીથી સભામાં ચર્ચા ચાલી કે લોકમાં નિંદા થાય તેથી ડરી રહેવું એ સારૂં કે પોતાની નજરમાં જે યોગ્ય લાગે તે કર્યાજ જવું. કોઈ કહે કે જગતનો સ્વભાવ તો છિદ્ર શોધવાનોજ છે અને તેના બોલવા ઉપર કાંઈ લક્ષ આપવું જોઇએ નહિ. કોઇ કહે કે પંચ ત્યાં પરમેશ્વર, ને પાંચ માણસ કાંઈ ખોડ કાઢે તો તે ખરીજ જાણવી. બીરબલના સામાવાળીયામાંથી કોઇ તજવીજથી એમ પણ બોલ્યો કે ચંદ્રમાં કલંક છે તોજ કોઈની પણ તે કહેવાની હિંમત ચાલેછે કેની ? આ ઉપરથી બીરબલને ગુસ્સો ચડયો ને તે નીચે પ્રમાણે બોલી ઉઠયોઃ

मृदुमयंककलंक जन, ताकत भाखत मुख;
दुष्ट दृष्टि नहि कर शके, शूर सूर सन्मुख.

અર્થ:—ચંદ્ર કોમળ સ્વભાવનો છે તેથી તેનું કલંક માણસ તાકી તાકીને જુએછે અને મોઢે પણ કહેછે, પણ શૂરા સૂર્યની સામા જરા નજર કરવાની પણ તે દુષ્ટની હિંમત ચાલતી નથી.

બાદશાહ આ સાંભળીને રાજી થયો, પણ એક બીજાને મહેણાં ટોણાં મારતા બંધ થાય એમ ધારી વાત ફેરવી, અને કહ્યું કે આ સુંદર વર્ષાઋતુ ચાલેછે તે મૂકીને તમે બીજા વિષય ઉપર શા માટે કવન કરોછો. કોઇ બોલ્યું કે દરિયામાં આ વખતે જોવા લાયક તમાશો થઈ રહેછે. ઉપરથી મૂસળધાર વર્ષાદ પડે અને નીચેથી દરિયાનાં મોજાં ઉછાળા મારી વાદળાને જઇ અડકે તેથી આખું જગત જળમય દેખાય છે જોશી કવિએ કહ્યું કે એ વિષે મેં કાંઇક કવિતા કરી છે તે સાંભળોઃ

जा बादलको सिंधुजल, उछलहि भेटत आप;
बर्खाऋतमें हर्खमे, देख स्वसूतप्रताप.

અર્થ:—વર્ષા ઋતુમાં દરિયાનું પાણી ઉછળીને વાદળને જઇ ભેટે છે, કેમકે મેઘ જે પોતાનો પુત્ર છે તેનો આ વેળા આવો મોટો પ્રતાપ જોઇને ઘણો હરખ થાયછે. મેઘને દરિયાનો પુત્ર કહેવાનું કારણ એ કે તેના પાણીની વરાળ થવાથીજ તે ઉત્પન્ન થાય છે.

જગન્નાથે કહ્યું કે જોશીએ કવિતા ઠીક કહી સંભળાવી, કેમકે એમાં વર્ષાઋતુના વર્ણનની સાથે વત્સરસ પણ આવ્યો.

વરસાદનાં ઝીણાં ઝીણાં ટપકાં પડતાં જોઇ કોઇએ કહ્યું કે આકાશમાં આટલું બધું પાણી ભર્યું છે તે છતાં વરસાદ કેવો કૃપણ છે કે ટીપુંટીપુંજ આપે છે. રાજા ટોડરમલે કહ્યું કે આ પ્રમાણેજ મૂર્ખ લોકો ડાહ્યા રાજાઓની નિંદા કરે છે, પણ તેમણે મેઘ રાજાની કૃતિ જોઇને દિલાસો લેવા જોઇએ.

बूंद बूंद घन देत जल, जदपि सिंधुसम कोप;
असंड अवनीपाल क्यौं, करे अनीति दोप?

અર્થઃ—મેઘરાજાની પાસે દરિયા જેવડો મોટો ભંડાર છે તોપણ તે ટીપે ટીપેજ પાણી આપેછે; જેને આખી પૃથ્વી પાળવીછે તે તે અનીતિનો દોષ કેમ કરે?

એ સાંભળી જગન્નાથ પંડિત નીચે પ્રમાણે બોલ્યા.—

नदी नया जल पायके, फूली किया सब ख्वार;

फिर ग्रीखम के खपवखत, धूल हुइ निर्धार.

એનો અર્થ એવો છે કે વરસાદનું નવું પાણી એક નાની નદીમાં આવ્યું કે તે એકદમ ફૂલી ગઇ, એટલે મોટું પૂર આવ્યું અને ચોતરફ રેલાઈ ગઈ, તેથી આસપાસ ખેતરો, બાગબગીચા, ને ગામો હતાં તે પણ સઘળાં ખરાબ થઇ ગયાં. એ રીતે પોતાની આબાદીના વખતમાં એ નદીએ પોતાનું કે પારકું કાંઇ ભલું કર્યું નહિ, પણ ઉલટી બધાને દુઃખ રૂપ થઇ પડી. પછી જ્યારે ઉન્હાળામાં પાણીના ખપનો વખત આવ્યો, ત્યારે તો પોતેજ સૂકાઈ ગઈ, ને ત્યાં ધૂળ ઉડવા લાગી, તો બીજાને તે વેળા તે શો ફાયદો કરી શકે? મતલબ અણુસમજુ ઉડાઉ માણસો બીજાને કાંઇ પણ ફાયદો કરતાં નથી, પણ પરિણામે પંડને અને બીજાને તેઓ દુઃખરૂપજ થઈ પડે છે.

આ કવિતા સાંભળી સઘળાનાં દિલ બહુજ રંજન થયાં. બાદશાહે પ્રસન્ન થઈ કહ્યું કે જગન્નાથ કવિની વાણીમાંજ મીઠાશ રહેલીછે. હવે તો બીરબલ એનો ખેદ મૂકી દે અને પ્રફુલ્લિત ચિત્તે વર્ષાઋતુ વિષે કાંઇ કવિતા કરે તો પછી આપણા આનંદમાં કાંઈ ન્યૂન રહે નહિ.

બીરબલે કહ્યું કે આપના હુકમ આગળ ખેદ કે દીલગીરીની શી તાગાદ છે કે તે ટકી શકે. એમ કહી કવિતા કરવા સારૂ આકાશ ભણી એણે સહજ નજર કરી જોયછે તો આકાશમાં મનોહર લીલા થઈ રહી હતી, સૂર્ય આથમવાનો વખત હતો, પશ્ચિમ દિશા અવનવા રંગોથી દીપી રહી હતી, માથા ઉપર મેઘધનુષ્ય ઝળકી રહ્યું હતું, અને પૂનેમ હતી તેથી પૂર્વ ભણી ચંદ્ર પણ ઉગ્યો હતો. મહેલના બાગમાં માંડવા નીચે એ દહાડે એકઠ હતી તેથી વનસ્પતિની શોભાનો પણ કાંઈ પાર નહોતો. બીરબલ તો આ સૌંદર્યસિંધુમાં ગરકજ થઇ ગયો, અને શું કરૂં ને શું મૂકી દઉં તેની એને કાંઈ સૂઝ પડે નહિ.

એવામાં ઘોડો ફેંકતા મિયાં અબુલફ્ઝલ ત્યાં આવી પહોંચ્યા અને તેના દેખાવ ઉપરથી જણાયું કે કાંઇ અગત્યની ખબર લાવ્યા છે. એણે તુર્ત આવીને બાદશાહના હાથમાં કાંઇ કાગળ આપ્યો. બાદશાહ ઝપાટામાં તે કાગળ ઉપર નજર ફેરવી ગયા, ક્ષણેક વિચાર કર્યો, તે પછીથી જાહેર-

ઓંજ કહ્યું કે અબુલફઝલ, એમાં કાંઈ ગભરાવા જેવું નથી. કાલે અમે પહેલેજ ફક્ત બે હજાર સવાર લઇને એ રાજા ઉપર ચડીશું. પણ મને આશ્ચર્ય લાગેછે કે ચંદ રાજાની ઉપર હું આટલી બધી પ્રીતિ રાખતો હતો તે છતાં એણે બંડ શા માટે કર્યું હશે.

આ સાંભળી બધા નીચું જોઈ રહ્યા, કેમકે બધાના જાણવામાં હતું કે કેટલાક વખતથી સઘળા રજપૂતો ધુંધવાઈ રહ્યા હતા, અને તેનું કારણ એ હતું કે કેટલાક વખતથી અકબરશાહના ઝનાનામાં દર શુક્રવારે મોટી મોટી રજપૂતાણીઓને બોલાવવામાં આવતી, ત્યાં બજાર ભરાતો અને વખતે પાદશાહ પડે તે જોવાને નિમિત્તે ત્યાં જતો. એમાં બગાડો તો કાંઇ નહોતો, પરંતુ રજપૂતોના જીવ એથી બહુ કચવાતા હતા. પણ આ વાત પાદશાહને મોઢે કોણ કહે? રાજા ટોડરમલે બીરબલને ઇશારત કરી કે તું બટકબોલો છે તેથી તારાથી કહેવાય તો મશ્કરીમાં કહે. એણે માથું ધુણાવી કહ્યું કે ઠીક છે.

બાદશાહ તો બીજા દિવસની કૂચને માટે અબુલફઝલને સૂચના આપી રહ્યા કે જાણે કાંઇ નવીન બન્યુંજ ન હોય તેમ હસતે મ્હોંઢે બીરબલ તર્ફ જોઇને કહ્યું કે, કેમ? હજી તારી કવિતા તૈયાર થઇ કે નહિ. હાજી, એમ કહી બીરબલ નીચે પ્રમાણે બોલ્યો:

**रंगबेरंग मनोहरां, पतरांपयोधरीवृंद;**
**मित्र ठरा थिर रक्त हो, चाप चडाया चंद.**

# अकबरशाह अने बीरबल. भाग ९ मो.

બીરબલનો આ ઝડાકો સાંભળતાંજ સભામાં સઘળાએ નીચું જોયું અને થોડીક ક્ષણ સુધી કોઇ કાંઇપણ બોલી શક્યું નહિ. બધા વિચારમાં પડ્યા કે હવે બાદશાહ કોણ જાણે શું કરશે. પણ અકબરશાહ મોટા મનનો હતો અને તે સમજી ગયો કે પરોક્ષે મને બોધ કરવાને સારૂજ બીરબલે આવાં કઠણ વચન કહ્યાંછે. તેથી તે એટલુંજ બોલ્યો કે બીરબલ મ્હેં તને વર્ષાઋતુની કવિતા કરવાનું કહ્યું હતું તેને ઠેકાણે તું આ શું બક્યો?

બીરબલે પોતાનું માથું જમીનની સાથે લગાડી ઘણી નમ્રતાથી કહ્યું કે જહાંપનાહ, એ વર્ષાઋતુની સાથે શબ્દનુંજ વર્ણન છે. એમાં એમ

